શ્રી

# વિષ્ણુ પુરાણની કથાઓ


લેખક : પ્રકાશક:

ન્હાનાલાલ નાથાભાઇ શાહ, એમ. એ.

'સંસ્કૃત સાહિત્યની કથાઓ' આદિના લેખક

વડોદરા



પ્રકાશક:

ગૂજરાત સાહિત્ય મંદિર

રીચીરોડ, અમદાવાદ.







પ્રથમાવૃત્તિ. ] પ્રત ૭૫૦. [ ૧૯૨૮.

કીંમત દસ આના.

# આભાર દર્શન

વાયડા યુનીયન સોસાયટી, મુંબઈના ઉત્સાહી મંત્રી અને કાર્યવાહક રા. રા. હીરાલાલ ઘેલાભાઈ લાકડાવાળાએ પોતાનાં સ્વર્ગસ્થ માતુશ્રી **અ. સૌ. ચંદનગૌરીના** પવિત્ર સ્મરણાર્થે "શ્રી વિષ્ણુપુરાણની કથાઓ" છપાવી આપણી જ્ઞાતિના મુખપત્ર **વાયડા મિત્રના** સુજ્ઞ ગ્રાહકોને ભેટ આપવાની જે ઇચ્છા દર્શાવી છે તે માટે ભાઈશ્રી હીરાલાલનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

**વાયડા મિત્રને** શરૂ થયે આઠેક વર્ષ થયાં, તેથી સુજ્ઞ ગ્રાહકોને કાંઇક ભેટ આપવાની ઇચ્છા ઉત્પન્ન થતાં રા. હીરાલાલને જણાવવામાં આવ્યું; તેમણે તરતજ એ કાર્યમાં પોતાની તત્પરતા બતાવી ઘણોજ ઉત્સાહ દર્શાવ્યો. આ ઉપરથી રા. હીરાલાલ જ્ઞાતિના કાર્યમાં હંમેશાં ઉત્સાહી, **વાયડામિત્રના** સાચા સહાયક તથા સેવક, અને માતૃભક્ત છે એ કહેવાની જરૂર નથી.

અંતે, રા. હીરાલાલનો ઉપકાર માની, તેમનાં માતુશ્રીનું પ્રેમાળ સ્મરણ હંમેશ તાજું રહે તથા વૈકુંઠમાં તેમના આત્માને શાન્તિ મળે એમ અંતઃકરણપૂર્વક ઈચ્છી આ લઘુ પુસ્તક જ્ઞાતિબંધુઓના કરકમળમાં અર્પણ કરૂં છું.

**ન્હાનાલાલ નાથાભાઇ શાહ,**
તંત્રી, **વાયડા મિત્ર.**

---

અમદાવાદ—"ધી ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



સ્વ. સૌ. ચંદનગવરી ઘેલાભાઈ લાકડાવાળા.

# પ્રસ્તાવના

આપણા પ્રાચીન સાહિત્યનો અને જીવનનો ' પ્રધાન સૂર ' **ધર્મ** છે એ આપણું સાહિત્ય, આપણા રીતરિવાજો, આપણું સમાજબંધારણ વગેરેનું નિરીક્ષણ કરનારને સ્પષ્ટ સમજાશે:—

**धारणाद्धर्ममित्याहुः धर्मो धारयते प्रजाः ।**

तथा **धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**

વગેરે પ્રસિદ્ધ વચનોથી ધર્મ ઉપર જ પુષ્કળ ભાર મૂકેલો જણાશે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરુષાર્થચતુષ્ટયની ગાડીને પણ ધર્મનું જ એંજીન લગાડેલું છે, અર્થાત્ મનુષ્યોનાં અર્થપ્રધાન અને કામપ્રધાન કર્મો પણ ધર્મથી નિયંત્રિત થઇ મોક્ષ તરફ ગતિ કરવા યોગ્ય થાય છે. એ ધર્મ આપણા નિત્યના સામાન્યમાં સામાન્ય વ્યવહારો સાથે પણ એટલો બધો ઓતપ્રોત થયેલો છે કે પ્રતિપળે જાણે અજાણે આપણાથી તેનું આચરણ કે ભંગ થયા કરે છે. ધર્મ એ ક્રિશ્ચિયન લોકોની માફક રવિવારે જ દેવળમાં સંભારવાની વસ્તુ નથી ! ધર્મ એટલે બાહ્ય પોષાક નહિ, પણ જીવનનો આત્મા છે. તેથી મનુષ્યમાત્રનાં નિત્યનૈમિત્તિક કર્મો માટે આપણાં ધર્મશાસ્ત્રમાં ઝીણામાં ઝીણી ચર્ચા કરેલી છે: મળમૂત્રત્યાગ, ક્ષૌર, ભોજન, શયન, ગમન, પરદેશગમન, પરલોકગમન, શ્રાદ્ધ, પ્રજોત્પત્તિ વગેરે વગેરે પ્રત્યેક વ્યવહારને માટે સ્થળ, સમય, પાત્ર આદિની અત્યંત ઝીણવટ ભરેલી ચર્ચા શાસ્ત્રોમાં નજરે પડે છે. આવું ધાર્મિક સાહિત્ય અખૂટ ભરેલું છે અને તેમાં અધિકારભેદ પણ દર્શાવેલા છે.

સંહિતા, બ્રાહ્મણ, ઉપનિષદ્, સ્મૃતિઓ અને ષડ્ દર્શનો એ (વૈદિક) સાહિત્ય સામાન્ય માણસો માટે નથી એમ પ્રાચીન સંપ્રદાય

છે. શ્રી વેદવ્યાસે* પ્રથમ વેદોની વ્યવસ્થા કરીને જનતાના કલ્યાણ માટે 'પુરાણો' રૂપી પાંચમા વેદની રચના કરી. આ રીતે

**इतिहासपुराणं च पंचमो वेद उच्यते।**

રામાયણ, મહાભારત એ ઇતિહાસો તથા અઢાર પુરાણો અને ઉપપુરાણો એ પાંચમો વેદ કહેવાય છે. આ ઇતિહાસ–પુરાણોની શૈલી તથા ભાષા વૈદિક સાહિત્યથી બીલકુલ જુદી અને પારિભાષિક શબ્દોથી રહિત હોય છે, વિચારો પણ સાદી સરળ ભાષામાં વ્યક્ત કરેલા હોઇ મધુરતાથી દરેકને ગળે ઉતરી શકે તેમ છે. શ્રુતિસ્મૃતિનાં જે વિધિવચનો તથા ઉપનિષદ્ અને ખાસ કરીને દર્શનોના જે કઠિન સિદ્ધાંત તે ઇતિહાસ–પુરાણોમાં છેક કોમળતાથી અને લોકગમ્ય શૈલીમાં આખ્યાન ઉપાખ્યાનો વડે સમજાવવામાં આવ્યા છે. અર્થાત્ જેને કાવ્યપ્રકાશકાર **कान्तासंमिततया उपदेशयुजे** એમ કાવ્યનું એક પ્રયોજન બતાવે છે તેજ પ્રયોજન અહીં પણ લાગુ પડે છે, એટલે કે પત્ની જે મમતાથી, પ્રેમથી, દાખલાદલીલોથી પતિને ઉપદેશ આપે છે તેજ મમતા, પ્રેમ અને દાખલાદલીલો વડે ઇતિહાસ–પુરાણો આપણને ઉપદેશ આપે છે. **सत्यं वद, धर्मं चर, आचार्यदेवो भव, पितृदेवो भव,**

---

* વેદવ્યાસઃ–વ્યાસ એ એકજ વ્યક્તિનું નામ હશે કે અનેક વ્યક્તિઓનું, અર્થાત્ એ વિશેષ નામ છે કે સામાન્ય નામ એ એક ચર્ચાસ્પદ વિષય થઇ પડયો છે. 'વ્યાસ' શબ્દનો અર્થ विव्यास वेदान्यस्मात्स तस्माद् व्यास इति स्मृतः 'એમણે વેદોની વ્યવસ્થા કરી તેથી તેમને વ્યાસ કહે છે'. તેઓ શરીરે કૃષ્ણવર્ણના હતા, તથા દ્વીપમાં જન્મેલા માટે કૃષ્ણદ્વૈપાયન કહેવાયા. તેમણે તપ આચરી વેદો પ્રાપ્ત કર્યા અને તેમની વ્યવસ્થા કરી શિષ્યોને ભણાવ્યા. તેમણે ઋગ્વેદ પૈલને, યજુર્વેદ વૈશંપાયનને (જુઓ કથા ૧૧), સામવેદ જૈમિનિને અને અથર્વવેદ સુમન્તુને સોંપ્યા. પછી તેમણે ઇતિહાસ–પુરાણ રૂપી પાંચમો વેદ રચ્યો અને તે સૂતપૌરાણિકના પિતા રોમહર્ષણને ભણાવ્યો.

मातृदेवो भव, पितृदेवो भव एवा जहांगीरी हुकमो नहि छोडतां तेने बदले हरिश्चंद्र, युधिष्ठिर, उपमन्यु, परशुराम के भीष्म, वैनतेय, सावित्री के अनसूयानां रसिक द्दष्टांतो आपी तेमांथी धर्म शीखवे छे. आ शैली सामान्यमां सामान्य माणुसोने पण रुचिकर अने ज्ञानप्रद थाय एमां कांइ नवाइ नथी. कह्युं छे के

इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।

અર્થાત્, વેદનું સમર્થન કરવા માટે, એટલે કે વેદના સિદ્ધાંતો દાખલાદલીલોથી સમજાવવા માટે, પુરાણો રચાયેલાં છે. વૈદિક સાહિત્ય કરતાં ઇતિહાસ–પુરાણનું સાહિત્ય વિશેષ લોકપ્રિય થઈ પડયું છે તેનું કારણ પણ આ જ છે. વળી, તે શ્લોકબદ્ધ હોઇ વાચન તથા ગાયનને માટે પણ અનુકૂળ થઇ પડે છે.

અહીં, 'ઇતિહાસ' એ શબ્દ પણ પ્રચલિત અર્થમાં વપરાયેલો નથી. ઇતિહાસ એટલે

धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितम् ।
पूर्ववृत्तं कथायुक्तमितिहासं प्रचक्षते ॥

અર્થઃ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો ઉપદેશ આપનાર, આખ્યાનો સાથે આપેલી પ્રાચીન કથા ( બનેલી હકીકત ) ને ઇતિહાસ કહે છે. આ અર્થમાં રામાયણ, મહાભારત, હરિવંશ એ જ ઇતિહાસો છે. શાળામાં ચાલતાં ઇતિહાસનાં પુસ્તકો જેમાં ફક્ત રાજા મહારાજાઓની સાલવારી તથા ખરી ખોટી હકીકતો ભરેલી હોય છે તે ઉપરની વ્યાખ્યા પ્રમાણે ઇતિહાસ ન કહેવાય.

'પુરાણ' એટલે 'જૂનું', અર્થાત્ પુરાણોમાં ઘણી જ પ્રાચીન કથાઓ ઉપદેશ આપવાના હેતુથી યોજેલી હોય છે. કથાઓ પર કૈંક કાળના થર ચઢેલા હોવા છતાં તે આબાલવૃદ્ધ સર્વને એક સરખી રીતે જ્ઞાન સાથે ગમ્મત આપે છે. અત્યારે 'પુરાણ' એટલે ગપોડા, એ વિચાર સામાન્ય રીતે જોવામાં આવે છે એ કેવળ અજ્ઞાનમૂલક છે. પુરાણોમાં શું આવે છે એ જાણ્યા વિના જ એ મત બાંધેલો હોય છે એ નિ:સંશય

છે, કારણકે પુરાણો વાંચ્યા પછી એ મત જરૂર ફેરવવો પડે છે. હા, તેમાંની કેટલીક બાબતો એવી રીતે મૂકેલી હોય છે કે તેમનો ઉપરછલ્લો અર્થ લેવાથી તે આપણને ગપોડા જ લાગે, પણ કેવો અર્થ લેવો એ વિવેક જાણ્યા પછી મનનું વલણ જરૂર બદલાય છે. પુરાણનો હેતુ પ્રચલિત અર્થમાં ઇતિહાસ આપવાનો છે જ નહિ, પરંતુ ધાર્મિક ઉપદેશ આપવાનો છે–'**पुराणे धर्मनिश्चयः**–' તેથી તે પ્રાચીન કથાઓના વાણામાં નવાં જૂનાં આખ્યાનોના તાણા વણી એક સુંદર ધર્મપટ આપણા આગળ રજુ કરે છે.

'પુરાણ' ની વ્યાખ્યા અમરકોષમાં આ પ્રમાણે આપેલી છેઃ

**सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।**
**वंशानुचरितं चैव पुराणं पञ्चलक्षणम् ॥**

આદ્યસૃષ્ટિ, અવાન્તરસૃષ્ટિ અને પ્રલય, દેવો તથા રાજાઓની વંશાવળી અને તેમનાં ચરિત્રો તથા મન્વંતરોની કથાઓ પુરાણમાં આવે છે. આ વ્યાખ્યા સઘળાં પુરાણોને એક સરખી રીતે લાગુ પડે છે એમ કાંઇ નથી, પરંતુ બીજાં પુરાણો કરતાં 'વિષ્ણુપુરાણ'ને એ વ્યાખ્યા વિશેષ લાગુ પડે છે એમ વિલ્સન વગેરે પાશ્ચાત્ય પંડિતોનો મત છે. વળી, અગ્નિપુરાણમાં રસ–અલંકાર, વૈદક, જ્યોતિષ વગેરે અનેક વિષયોનો ખીચડો કરેલો નજરે પડે છે! આ ઉપરથી કેટલાક પંડિતો પુરાણોની પ્રાચીનતા કે અર્વાચીનતા નક્કી કરવાનો પ્રયત્ન કરે છે. આ સ્થળે પુરાણોની રચનાનો સમય અથવા તેમના રચયિતા વિષેનો ઊહાપોહ અસ્થાને હોવાથી તે ચર્ચા અહીં છેડીશું નહિ. એટલું તો અમને નિશ્ચિત લાગે છે કે પુરાણોની કથાઓ સેંકડો નહિ, પણ હજારો, લાખો વર્ષો પૂર્વેની છે અને તેના પર કૈંક યુગો વીતી ગયા છે.

સામાન્ય રીતે પુરાણોની સંખ્યા ૧૮ મનાય છે. તેમનાં નામો શ્રીમદ્‌ભાગવતમાં તેમજ વિષ્ણુપુરાણમાં આ પ્રમાણે આપેલાં છેઃ—
૧ બ્રહ્મપુરાણ, ૨ પદ્મપુરાણ, ૩ વિષ્ણુપુરાણ, ૪ શિવપુરાણ, ૫ ભાગવતપુરાણ, ૬ નારદપુરાણ, ૭ માર્કંડેયપુરાણ, ૮ અગ્નિપુરાણ, ૯ ભવિષ્ય-

૧૦ પુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, ૧૧ લિંગપુરાણ, ૧૨ વરાહપુરાણ, ૧૩ સ્કંદપુરાણ, ૧૪ વામનપુરાણ, ૧૫ કૂર્મપુરાણ, ૧૬ મત્સ્યપુરાણ, ૧૭ ગરુડપુરાણ, ૧૮ બ્રહ્માંડપુરાણ. આ પુરાણોમાં પણ સાત્ત્વિક, રાજસ અને તામસ એવા વિભાગો હોઈ કેટલાંક વિષ્ણુભક્તિપર, કેટલાંક શિવભક્તિપર અને કેટલાંક શક્તિ અથવા દેવીપર હોય છેઃ વિષ્ણુ, નારદ, ભાગવત, ગરુડ, પદ્મ અને વરાહપુરાણો એ સાત્ત્વિક પુરાણો છે; બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત, માર્કંડેય, ભવિષ્ય, વામન અને બ્રહ્મપુરાણ એ રાજસ પુરાણો છે; અને બાકીનાં મત્સ્ય, કૂર્મ, લિંગ, શિવ, સ્કંદ અને અગ્નિપુરાણ એ તામસ પુરાણો છે. આ ઉપરાંત બીજાં અઢાર ઉપપુરાણો પણ છે. દેવીભાગવતમાં તેમનાં નામો નીચે પ્રમાણે આપેલાં છેઃ— ૧ સનત્કુમારપુરાણ, ૨ નરસિંહપુરાણ, ૩ નારદીયપુરાણ, ૪ શિવપુરાણ, ૫ દુર્વાસાપુરાણ, ૬ કપિલપુરાણ, ૭ માનવપુરાણ, ૮ ઉશનાપુરાણ, ૯ વરુણપુરાણ, ૧૦ કાલિકાપુરાણ, ૧૧ શામ્બપુરાણ, ૧૨ નન્દિપુરાણ, ૧૩ સૌરપુરાણ, ૧૪ પારાશરપુરાણ, ૧૫ આદિત્યપુરાણ, ૧૬ માહેશ્વરપુરાણ, ૧૭ ભાગવતપુરાણ, ૧૮ વસિષ્ઠપુરાણ. આ યાદીમાં ભાગવતપુરાણનો ઉલ્લેખ આવે છે તે ઉપરથી દેવીભાગવતને મુખ્ય પુરાણ તરીકે ગણી શ્રીમદ્‌ભાગવતને ઉપપુરાણમાં મૂકવાનો હેતુ છે, પણ તે વિષય ચર્ચાસ્પદ હોઇ અત્રે અસ્થાને છે. વળી, આ બંને યાદીઓમાં 'વાયુપુરાણ'નું નામ રહી ગયું છે એ એક આશ્ચર્ય લાગે છે.

આ પુરાણોમાંથી વિષ્ણુપુરાણ, ભાગવતપુરાણ, શિવપુરાણ, અગ્નિપુરાણ, વાયુપુરાણ, ગરુડપુરાણ વગેરે ખાસ પ્રખ્યાત છે. બારમા સૈકામાં થયેલા શ્રી રામાનુજાચાર્યે ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ભગવદ્‌ગીતા એ પ્રસ્થાનત્રયીમાં વિષ્ણુપુરાણને ચતુર્થ પ્રસ્થાન તરીકે ગણી તેની ખ્યાતિ વધારી છે. તેજ પ્રણાણે ૧૬મા સૈકામાં થયેલા શ્રી વલ્લભાચાર્યે પણ શ્રીમદ્ ભાગવતને પોતાના ચતુર્થ પ્રસ્થાન તરીકે ગણી તેને વિશેષ પ્રસિદ્ધિ આપી છે. ભાગવત લોકોને અત્યંત પરિચિત હોવાથી તે વિષે અત્રે કાંઇ કહેવાની જરૂર નથી.

પુરાણો સામાન્ય રીતે લોકોને અપરિચિત હોવાથી તેમનો પરિચય કરાવવાના હેતુથી તથા આપણી પૌરાણિક કથાઓ અને ધાર્મિક ઉપાખ્યાનોનો અભ્યાસ વધે એ હેતુથી આ પુસ્તક રચવામાં આવ્યું છે. અંગ્રેજી સાહિત્યમાં ગ્રીક, રોમ, નોર્વે વગેરે દેશોની પૌરાણિક કથાઓ ( Ancient folk–lore )નાં પુસ્તકો, તેમજ કીંગ્સ્લી ( Kingsley ), લૅંગ ( Andrew Lang ) વગેરે અભ્યાસીઓ પણ થયા છે. આપણે ત્યાં પુરાણોનો એવો શ્રમપૂર્વક અભ્યાસ કરનાર ભાગ્યેજ હશે. પણ એ દિશામાં અભ્યાસની ખાસ આવશ્યકતા છે એ કહેવાની જરૂર નથી. આપણી શાળાઓમાં પણ બાળકોને આપણી પ્રાચીન કથાઓનું જ્ઞાન આપવા માટે આવાં પુસ્તકો ઉપયોગમાં આવશે એમ આશા રાખવામાં આવે છે.

સંસ્કૃતમાં રા. મૂળશંકર યાજ્ઞિક બી. એ. અને સ્વ. પંડિત ઉટગીકરે 'પુરાણકથા તરંગિણી' નામની એક ગ્રંથમાલા શરૂ કરી હતી અને તેના પ્રથમ તરંગ તરીકે વિષ્ણુપુરાણ આવેલું હતું, પરંતુ પંડિત ઉટગીકરના અચાનક અવસાનથી એ 'તરંગિણી'નો પ્રવાહ સરસ્વતીની માફક સુકાઇ ગયો છે! આ પુસ્તક તૈયાર કરવામાં રા. યાજ્ઞિકના પુસ્તકનો ઘણે અંશે ઉપયોગ કરવામાં આવ્યો છે, તેથી તેમનો ઉપકાર માનવાની રજા લઉં છું. હવે પછી આ જ પદ્ધતિ પર શ્રીમદ્‌ભાગવતની કથાઓ બહાર પાડવાની ઇચ્છા છે, પણ તે પાર પાડવાનું બલીયસી ઇશ્વરેચ્છા પર નિર્ભર છે. इत्यलम्.

---

# અનુક્રમણિકા

શ્રી ૧૩૯૯૬

# વિષ્ણુપુરાણની કથાઓ

## ૧. જગદ્-ઉત્પત્તિ.

સૃષ્ટિના આદિકાળમાં શું હશે? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ મનુષ્યના અંતઃકરણમાં ઉત્પન્ન થાય છે.

અનાદિકાળથી બ્રહ્મ (ભગવાન) પોતાની માયા અથવા પ્રકૃતિ સહિત સર્વત્ર વાસ કરી રહેલ છે. તેથી તે 'વાસુદેવ' અથવા 'વિષ્ણુ' એ નામથી સંબોધાય છે. આ માયા અથવા પ્રકૃતિને 'પ્રધાન' પણ કહે છે અને તે સત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રણ ગુણવાળી છે. તેને ઉદ્દેશીને મહર્ષિઓ કહી ગયા છે: 'પહેલાં જ્યારે દિવસ નહોતો તેમજ રાત્રિ નહોતી, આકાશ નહોતું તેમજ પૃથ્વી નહોતી, અંધકાર નહોતો તેમજ પ્રકાશ નહોતો, બીજું કાંઇજ નહોતું: ત્યારે ઇંદ્રિયો તથા બુદ્ધિથી અગમ્ય એવા 'પ્રધાન' રૂપે વિષ્ણુ ભગવાન સર્વત્ર વ્યાપી રહેલા હતા.' વિષ્ણુના 'પ્રધાન' અને 'પુરુષ' (ઇશ્વર) એમ બે રૂપો, તથા 'કાલ' નામનું ત્રીજું એમ ત્રણ રૂપો થયાં. વિષ્ણુની માફક પ્રધાન, પુરુષ તેમજ કાલ એ અનાદિ અને અનંત છે.

પ્રધાનમાંથી 'મહત્' તત્ત્વ ઉત્પન્ન થયું અને મહત્‌માંથી 'અહંકાર' તત્ત્વ સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રિગુણાત્મક ઉત્પન્ન થયું. અહંકાર તત્ત્વ વિકાર પામતાં 'શબ્દ' તત્ત્વ સૂક્ષ્મ રૂપે ઉત્પન્ન થયું અને તેથી સ્થૂલ **આકાશ**ની ઉત્પત્તિ થઇ; તે વિકાર પામતાં 'સ્પર્શ' ગુણની સૂક્ષ્મ રૂપે ઉત્પત્તિ થઇ અને તેથી સ્થૂલાકારે **વાયુ** ઉત્પન્ન થયો; વાયુ વિકૃત થતાં તેમાંથી 'રૂપ' અને તેથી **તેજ**ની ઉત્પત્તિ થઇ; તેજના વિકારમાંથી 'રસ' અને તેથી **જલ** ઉત્પન્ન થયું; જલમાં વિકાર થતાં 'ગંધ' અને તેથી **પૃથ્વી**ની ઉત્પત્તિ થઇ. આ પંચ મહાભૂતની ઉત્તરો-

ત્તર ઉત્પત્તિ તામસ 'અહંકાર'માંથી થયેલી છે. તેજ પ્રમાણે સાત્વિક 'અહંકાર'માંથી (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ ગુણોથી યુક્ત) શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને નાસિકા એ પાંચ જ્ઞાનેંદ્રિયો, તેમજ હસ્ત, પાદ, વાક્, પાયુ અને ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિયો, તથા મન એમ અગ્યાર ઇંદ્રિયો ઉત્પન્ન થઈ. 'રાજસ' અહંકાર આ બંને પ્રકારની ઉત્પત્તિમાં ઉપકારક છે.

આ પંચ મહાભૂતો ભિન્ન ભિન્ન ગુણ શક્તિવાળા હોવાથી પરસ્પરના સંયોગમાં આવ્યા સિવાય પ્રજા ઉત્પન્ન કરી શકે તેમ નહોતાં, તેથી 'પુરુષ'ના અધિષ્ઠાન વડે 'પ્રકૃતિ'માં ક્ષોભ થઇ તેમાંથી એક **અંડ** (ઇંડુ) પેદા થયું. આ 'બ્રહ્મ–અંડ' પાણીના પરપોટાની માફક ધીમે ધીમે અત્યંત મોટું થયું અને તેમાંથી વિષ્ણુ ભગવાને **બ્રહ્મા** રૂપે પ્રકટ થઇ રજોગુણના આશ્રય વડે સૃષ્ટિ ઉત્પન્ન કરી. આ રીતે આ 'બ્રહ્માંડ'માં પર્વતો, સમુદ્રો, દ્વીપો વગેરે ઉત્પન્ન થયું એજ વિશ્વેશ્વર ભગવાન સત્ત્વગુણ વડે જગતનું રક્ષણ કરે છે અને કલ્પના અંતમાં રૂદ્રરૂપે તમોગુણ વડે જગતનું ભક્ષણ કરે છે. આ રીતે જગતનો સંહાર કરી અવાંતરપ્રલય વખતે ભગવાન્ જનાર્દન જળમય સૃષ્ટિમાં નાગ ઉપર શયન કરે છે અને ત્યારપછી જાગૃત થઇ બ્રહ્મારૂપે પુનઃ સૃષ્ટિનો આરંભ કરે છે. આ પ્રમાણે ભગવાન સ્વયં અખિલ બ્રહ્માંડરૂપે વિરાજે છે.

બ્રહ્માનું આયુષ એમની ગણત્રી પ્રમાણે સો વર્ષનું થાય છે.* બ્રહ્માનું અર્ધું આયુષ વ્યતીત થયું છે અને તેને અંતે 'પદ્મ' નામનો

---

*૧૫ કાષ્ઠા=૧ નિમેષ. ૩૦ નિમેષ=૧ કલા. ૩૦ કલા=૧ મુહૂર્ત. ૩૦ મુહૂર્ત=૧ રાત્રિદિવસ (મનુષ્યનો). ૩૦ રાત્રિદિવસ=૧ માસ. ૬ માસ=૧ અયન (૧ વર્ષમાં દક્ષિણાયન અને ઉત્તરાયણ એમ બે અયનો આવે છે) ઉત્તરાયણ=૧ દિવસ (દેવોનો); દક્ષિણાયન=૧ રાત્રિ (દેવોની). આવા ત્રીસ રાત્રિ દિવસનો એક માસ, અને બાર માસનું વર્ષ. એ રીતે દેવોનાં ૧૨૦૦ (મનુષ્યોનાં ૪૩૨૦૦૦) વર્ષોનો કલિયુગ, ૨૪૦૦ નો દ્વાપર, ૩૬૦૦ નો ત્રેતા અને ૪૮૦૦ નો સતયુગ. આવા એક હજાર ચતુર્યુગનો એક કલ્પ થાય, અને તેજ બ્રહ્માનો દિવસ. તેટલી જ બ્રહ્માની રાત્રિ. આવા રાત્રિદિવસ, માસ, વર્ષની ગણના પ્રમાણે સો વર્ષનું બ્રહ્માનું આયુષ.

અવાન્તર પ્રલય થઈ ગયો. હાલમાં વારાહ કલ્પ ચાલે છે. પદ્મકલ્પને અંતે અને વારાહ કલ્પના આરંભમાં સમગ્ર સૃષ્ટિ જળમાં ડુબેલી હતી. તે વખતે બ્રહ્મારૂપે ભગવાન નારાયણ જાગૃત થયા અને સર્વત્ર પાણી પાણી જોયું. તેથી તેમણે 'વરાહ'નું રૂપ ધારણ કરીને રસાતળમાંથી પૃથ્વીને જળ ઉપર આણી. તે સમયે પૃથ્વીએ તથા જનલોકમાં રહેલા સનકાદિ મહર્ષિઓએ નમ્રપણે તેમની સ્તુતિ કરી: "હે ભગવન્! જેના ચરણમાં વેદો છે, દાઢમાં યજ્ઞસ્તંભો છે, દાંતમાં યજ્ઞો છે, મુખમાં યજ્ઞ-ભૂમિ છે, જિહ્વામાં અગ્નિ છે, રોમમાં દર્ભ છે એવા યજ્ઞપુરુષને અમારા નમસ્કાર હો." ભગવાન્ વરાહે ફુંક મારી જલને ઉડાડી મહર્ષિઓને ન્હવરાવ્યા. ત્યાર પછી તેમણે સમુદ્રમાં નાવની માફક જળ ઉપર પૃથ્વીની સ્થાપના કરી અને પોતાના પ્રભાવથી તેમાં પર્વતો, સપ્ત દ્વીપો, ઋષિઓ, મનુષ્યો, પશુપક્ષીઓ, ઝાડપાન તેમજ પાતાલ વગેરે લોકોની પણ સૃષ્ટિ કરી. પરંતુ જ્યારે તેમની વિશેષ વૃદ્ધિ થઈ નહિ ત્યારે બ્રહ્માએ ભૃગુ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અંગિરસ, મરીચિ, દક્ષ, અત્રિ અને વસિષ્ઠ એમ નવ માનસપુત્રો ઉત્પન્ન કર્યા અને તેમને માટે અનુક્રમે ખ્યાતિ, ભૂતિ, સંભૂતિ, ક્ષમા, પ્રીતિ, સન્નતિ, ઊર્જા, અનસૂયા અને પ્રસૂતિ એ નામની ભાર્યાઓ ઉત્પન્ન કરી. વળી, પૂર્વે ઉત્પન્ન કરેલા સનકાદિ માનસપુત્રોને તેમણે પ્રજા પેદા કરવા માટે આજ્ઞા કરેલી હતી, પરંતુ તેઓ વીતરાગ, નિરપેક્ષ અને સંપૂર્ણજ્ઞાની હોવાથી તેમણે પ્રજોત્પત્તિ કરી નહિ, તેથી બ્રહ્મા તેમના પર અત્યંત કુપિત થયા. તેમના લલાટમાંથી નીકળતી ક્રોધની ભયંકર જ્વાળાઓ-માંથી અર્ધનારીશ્વર રુદ્ર મધ્યાહ્નના સૂર્ય જેવા દેદીપ્યમાન પ્રકટ થયા. બ્રહ્મા તેમને 'તમારા બે વિભાગ કરો' એમ આદેશ આપી અંતર્હિત થઇ ગયા. તે પ્રમાણે રુદ્ર પુરુષ અને સ્ત્રી એમ બે રૂપમાં વિભક્ત થયા. ત્યાર પછી બ્રહ્માએ પોતાના આત્મામાંથી સ્વાયંભુવ મનુ અને શતરૂપા દેવીને ઉત્પન્ન કર્યાં. મનુને શતરૂપાથી પ્રિયવ્રત અને ઉત્તાનપાદ એ બે પુત્રો અને પ્રસૂતિ તથા આકૂતિ એ બે કન્યાઓ ઉત્પન્ન થઇ. પ્રસૂતિ દક્ષપ્રજાપતિને અને આકૂતિ રુચિને અર્પણ કરવામાં આવી.

# ૨. સમુદ્રમંથન.

ભગવાન શંકરના અંશરૂપ દુર્વાસા મુનિ એક વખતે પૃથ્વી પર ફરતા હતા. તેવામાં તેમણે એક વિદ્યાધરીના હાથમાં દિવ્યપુષ્પની માળા જોઇ. એ માળાની પરિમળથી આખું વન સુવાસિત થયું હતું. તેમણે વિદ્યાધરી પાસે એ માળાની માગણી કરી, તેથી તેણે પ્રણામપૂર્વક ઋષિને તે અર્પણ કરી. આ દિવ્યમાળા કંઠમાં ધારણ કરીને દુર્વાસા ભૂમંડળમાં પર્યટન કરવા લાગ્યા. એક વખત તેમણે ત્રૈલોકયાધિપતિ ઇંદ્રને ઐરાવત ઉપર બેસીને દેવોની સાથે આવતો જોયો. તેથી પોતાના કંઠમાંથી માળા કાઢીને તેમણે ઇંદ્રના ઉપર નાંખી, ઈંદ્રે લેઇને ઐરાવતના મસ્તક પર મૂકી. કૈલાસ પર્વતપર જાહ્નવીનો પ્રવાહ શોભે તેમ ઐરાવત પર આ દિવ્યમાળા શોભવા લાગી, પણ એ મદોન્મત્ત હાથીએ મસ્તકપરથી માળાને સૂંઢ વતે પકડી જમીન પર ફેંકી દીધી. આ દૃશ્ય જોઇ દુર્વાસાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે ઇંદ્રને શાપ આપી કહ્યું:— "હે વાસવ, તું ઐશ્વર્યમદથી આટલો બધો દૃપ્ત બની ગયો છે જે મારી પ્રસાદી કરેલી માળાનો સ્વીકાર કરી નમ્રતા અને આનંદપૂર્વક કંઠમાં પહેરતો નથી! શું મને તું સામાન્ય ભિક્ષુક બ્રાહ્મણ સમજે છે? જેના કોપથી સચરાચર જગત્ ભયભીત થઇ જાય છે એવા મને તું અપમાને છે? હું તને શાપ આપું છું કે લક્ષ્મીના ધામરૂપ આ માળાની તેં અવગણના કરી છે તેથી તારી ત્રૈલોક્ય લક્ષ્મીનો વિનાશ થશે!"

આ ભયંકર વાણી સાંભળી ઇંદ્ર ઐરાવતપરથી ઉતરી ઋષિના ચરણમાં પડયો અને તેમને પ્રસન્ન કરવા લાગ્યો. પણ દુર્વાસા એકના બે થયા નહિ. તેમણે સ્પષ્ટ જણાવી દીધું: "હે શક્ર, તું દુર્વાસાને ઓળખે છે? ગૌતમ, વસિષ્ઠ આદિ ઋષિઓએ તને એટલો બધો ફટવી દીધો છે કે તું ગર્વથી મારી પણ અવગણના કરવા તત્પર થયો છે! મારી ચળકતી જટા અને કુટિલ ભ્રૂલતા જોઇને આ જગત્માં કોનાં ગાત્ર ઢીલાં થઇ ગયાં નથી? હું જણાવું છું કે મારા હૃદયમાં દયા

નથી, ક્ષમા નથી. માટે વિશેષ ઉપહાસ કરાવ્યા વિના તું તારે રસ્તે પડ" એમ બોલી તેઓ ચાલતા થયા. ઈંદ્ર પણ ઐરાવત પર બેસી સ્વર્ગ તરફ પાછો ફર્યો.

હવે શાપની અસર થવા માંડી. ત્રિભુવન વેરાન જેવું થવા લાગ્યું. યજ્ઞ યાગ, તપ, શ્રદ્ધા વગેરે ક્ષીણ થઈ ગયાં. દેવો નિઃસત્વ બની ગયા. આ અવસરનો લાભ લેઇ દૈત્યોએ દેવો પર ચઢાઇ કરી અને તેમને હરાવ્યા. આથી ખિન્ન થઇ ઇન્દ્ર સહિત સઘળા દેવો બ્રહ્માને શરણે ગયા. બ્રહ્માએ તેમને સાંત્વન આપી કહ્યું, "હે દેવો, તમે જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયના કારણરૂપ ભગવાન વિષ્ણુને શરણે જાઓ; એ તમારૂં સંકટ કાપશે." તદનુસાર બ્રહ્મા સહિત દેવો વિષ્ણુને શરણે ગયા, અને ક્ષીરસાગરના ઉત્તર તટપર ઉભા રહી ભગવાનની સ્તુતિ કરી. આથી પ્રસન્ન થઇ ભગવાને તેમને દર્શન આપી જણાવ્યુંઃ "હે દેવો, તમારા ક્ષીણ થયેલા પ્રભાવને હું ફરીથી પુષ્ટ કરીશ. પણ તે પહેલાં તમે એક કામ કરો; સઘળી ઔષધિ લાવી આ ક્ષીરસમુદ્રમાં નાંખો. પછી મન્દર પર્વતને મન્થાન બનાવી, વાસુકી સર્પને નેતરૂં બનાવી સમુદ્ર મંથન કરો. આ કાર્યમાં દૈત્યોને પણ ફાયદા જણાવી સામેલ થવા લલચાવજો. આ મંથનમાંથી જે અમૃત નીકળશે તેનું પાન કરી તમે બલવાન અને અમર બનશો. હું પણ તમોને એવી રીતે સાહાય્ય કરીશ કે જેથી દૈત્યોને અમૃતનું એક ટીપું પણ નહિ મળે; તેઓ ફક્ત મહેનતના જ ભાગીદાર થશે."

દેવોએ ભગવાનના ઉપદેશ પ્રમાણે દૈત્યોની મદદથી સર્વ તૈયારી કરી. વાસુકીના મુખ તરફ દૈત્યોને ઉભા રાખ્યા અને પુચ્છ તરફ દેવો પોતે રહ્યા. સર્પના વિષવાળા નિઃશ્વાસથી દૈત્યો નિસ્તેજ બની ગયા. વળી એજ નિઃશ્વાસના તાપથી પાછાં ફરેલાં વાદળાં દેવોના તરફ વર્ષતાં, જેથી તેમને અત્યંત પુષ્ટિ મળતી ગઇ. ભગવાન વિષ્ણુ જાતે કૂર્મ રૂપ ધારણ કરી મન્દરની તળે અધિષ્ઠાન રૂપે રહ્યા. વળી ભગવાન એક રૂપે દેવોમાં અને બીજે રૂપે દૈત્યોમાં રહી મન્થનકાર્ય કરવા લાગ્યા. તેજ પ્રમાણે ત્રીજે રૂપે પર્વતપર અને ચોથે રૂપે વાસુકીને પુષ્ટિ આપવા લાગ્યા.

આ રીતે સમુદ્રમન્થન ચાલતાં પ્રથમ તેમાંથી સુરભિ (કામદુધા) ઉત્પન્ન થઇ. એ જોઇ દેવો અને દાનવોના હર્ષનો પાર રહ્યો નહિ. પછી તેમાંથી વારુણી દેવી ઉત્પન્ન થયાં; પછી પારિજાત, અપ્સરાઓ, અને ચંદ્ર એમ અનુક્રમે નીકળ્યાં. ત્યારબાદ વિષની ઉત્પત્તિ થઇ. પછી શ્વેત વસ્ત્ર ધારણ કરેલા ધન્વન્તરિ હાથમાં અમૃતથી ભરેલું કમંડલ લેઇને પ્રકટ થયા. અંતમાં, પ્રફુલ્લ કમળ પર આરૂઢ થયેલાં, હાથમાં કમળદંડ ધારણ કરેલાં લક્ષ્મી દેવી પ્રાદુર્ભૂત થયાં. મહર્ષિઓએ શ્રીસૂક્ત વડે આનંદપૂર્વક દેવીની સ્તુતિ કરી. ગન્ધર્વોએ તેમના આગળ ગાન કર્યું અને અપ્સરાઓએ નૃત્ય કર્યું. ગંગાદિ નદીઓ પોતાનાં પવિત્ર જળ લેઇને દેવીની સેવામાં ઉપસ્થિત થઇ. દિગ્ગજોએ સુવર્ણ-પાત્રમાં પવિત્ર જળ ભરી દેવીને સ્નાન કરાવ્યું. ક્ષીરસમુદ્રે પ્રસન્ન થઈ કદી કરમાય નહિ એવા કમળની માળા અર્પણ કરી. વિશ્વકર્માએ તેમને પ્રત્યેક અંગે આભૂષણો પહેરાવ્યાં. ત્યારપછી સર્વાંગવિભૂષિત લક્ષ્મી દેવીએ સર્વે દેવોના દેખતાં ભગવાન વિષ્ણુના વક્ષઃસ્થળમાં નિવાસ કર્યો. દેવીએ પોતાનાં કૃપાકટાક્ષો દેવો તરફ ફેંક્યાં જેથી દેવો પૂર્વવત્ શાંતિ પામ્યા. પણ દૈત્યો તો દુઃખમાં જ રહ્યા. આથી ગુસ્સે થઇ દૈત્યો ધન્વ-ન્તરિના હાથમાંથી અમૃત કુપ્પી પડાવી લેઇ ચાલવા લાગ્યા. પરંતુ ભગવાને મોહિનીરૂપ ધારણ કરી દાનવોને મુગ્ધ કરી અમૃત પાછું આણી દેવોને પાઇ દીધું. આથી દેવો અને દાનવો વચ્ચે તુમુલ યુદ્ધ થયું, જેમાં દૈત્યો હાર્યા અને પાતાલ તરફ નાસી ગયા. પછી દેવો ભગવાનને નમસ્કાર કરી અમરાપુરીમાં પાછા આવ્યા. ત્રૈલોક્ય પુનઃ તેજસ્વિ બન્યું. દેવાધિપતિ ઇંદ્રે દેવીની શ્રીસ્તોત્ર વડે સ્તુતિ કરી, જેથી પ્રસન્ન થઇ દેવીએ વરદાન આપ્યુંઃ " હે ઇંદ્ર, હું ત્રૈલોક્યનો કદિ પણ ત્યાગ કરીશ નહિ. "

માટે કહ્યું છે કે **पुनरासाद्यते लक्ष्मीर्नष्टापि व्यवसायिभिः** ( ઉદ્યોગી લોકો નાશ પામેલી લક્ષ્મીને પણ ફરીથી મેળવી શકે છે ).

## ૩. ધ્રુવાખ્યાન.

સ્વાયંભુવ મનુને પ્રિયવ્રત અને ઉત્તાનપાદ એ બે પુત્રો થયા હતા એમ આપણે ઉપર જણાવી ગયા છીએ. ઉત્તાનપાદ રાજાને સુરુચિ અને સુનીતિ એમ બે સ્ત્રીઓ હતી. માનીતી રાણી સુરુચિનો ઉત્તમ, અને અણમાનીતી રાણી સુનીતિનો ધ્રુવ એમ રાજાને પુત્રો હતા. આ બે પુત્રોમાં ઉત્તમ રાજાને વિશેષ પ્રિય હતો. એક વખતે રાજા સિંહાસન પર બેઠા હતા અને ખોળામાં ઉત્તમને બેસાડયો હતો. તે વખતે ધ્રુવ પણ રમતો રમતો ત્યાં ચઢી આવ્યો અને ઉત્તમને પિતાના ખોળામાં બેઠેલો જોઈ તેને પણ ખોળામાં બેસવાનું મન થયું. જેવો તે હસતો હસતો રાજાના ખોળામાં બેસવા જાય છે, તેવું જ સુરુચિએ કહ્યું: "ધ્રુવ, તું મારા ઉદરથી જન્મેલો નથી તેથી રાજપુત્ર હોવા છતાં પણ ઉત્તમની માફક સિંહાસન પર બેસવાને યોગ્ય નથી. તું સુનીતિનો છોકરો છે એ કેમ ભૂલી જાય છે? માટે આ ધૃષ્ટતા છોડી દે." સુરુચિના સમક્ષમાં રાજાથી પણ એક શબ્દ બોલાયો નહિ.

સુરુચિનાં અપ્રિય વચનો સાંભળી લજ્જિત તથા કુપિત થયેલો ધ્રુવ ત્યાંથી એકદમ નીકળી ગયો અને પોતાની માતાના આવાસમાં આવ્યો. તેના હોઠ ફફડતા હતા અને મ્હોં રડુ રડુ થઈ રહ્યું હતું. માએ પ્રેમપૂર્વક ખોળામાં બેસાડી ધ્રુવને પૂછયું: "બેટા, કેમ આમ મોઢું લેવાઇ ગયું છે? શું કોઇએ તારૂં કે તારા પિતાનું અપમાન કર્યું છે? જે હોય તે મને સવિસ્તર કહે." માતાનાં પ્રેમાળ વચન સાંભળી ધ્રુવે બનેલી સર્વ હકીકત નિવેદન કરી.

પુત્રનો કરુણ વૃત્તાંત સાંભળી નિઃશ્વાસ નાંખતી સુનીતિ બોલી: "બેટા, જે સુરુચિએ કહ્યું એ સર્વથા સત્ય છે. તું ખરેખર મન્દભાગ્ય છે; પુણ્યવાન પુત્રોને અપરમાનાં પણ કટુ વચનો સાંભળવાનાં હોતાં નથી. વત્સ, માટે મનમાં ઓછું આણવું નહિ. પૂર્વજન્મમાં આપણે

કરેલું પુણ્ય લેઇ લેવાને, અગર નહિ કરેલું આપવાને કોણ સમર્થ છે. જેણે પૂર્વે પુણ્યો કર્યાં હોય તેને માટે રાજાસન, છત્ર, હાથી ઘોડા વગેરે છે. માટે શાંત થા. વળી સુરુચિએ પૂર્વજન્મમાં પુણ્યો કર્યાં હશે જેના પરિણામે તે રાજાની પ્રીતિપાત્ર છે; મારા જેવી અભાગણીએ નહિ કર્યાં હોય તેથી તે આવી દશા ભોગવે છે. સુરુચિનો પુત્ર પણ પુણ્યવાન હશે તેથી તે માનીતો છે. એમ છતાં પણ બેટા, દુઃખી થવું નિરર્થક છે. દરેકને પોતાના નસીબ પ્રમાણે મળ્યા કરે છે, અને ડાહ્યા માણસો તેમાંજ સંતોષ માને છે. છતાં, સુરુચિનાં ઝેરી વચનોથી તને અત્યંત વેદના થતી હોય તો પુણ્યનો સંચય કરવા માટે પ્રયત્ન કરઃ સુશીલ થા, ધાર્મિક થા, મૈત્રીભાવ તથા ભૂતદયાનો વિસ્તાર કર. જેમ પાણીનું વલણ હંમેશાં નીચાણના ભાગ તરફ હોય છે, તેમ સંપત્તિ પણ નમ્ર માણસને જ વરે છે. ”

માતાનાં વચનો સાંભળી ધ્રુવે ઉત્તર આપ્યોઃ “ મા, તેં જે દિલાસાની વાણી કહી છે તે સુરુચિના ભાલા જેવા શબ્દોથી વિદીર્ણ થયેલા આ હૃદયમાં ઉતરી શકતી નથી. હું હવે એવો પ્રયત્ન કરીશ કે જેથી સર્વ જગતને પૂજ્ય એવું ઉત્તમોત્તમ સ્થાન મેળવી શકું. સુરુચિ રાજાની માનીતી છે અને તેના ઉદરથી હું ઉત્પન્ન થયેલો નથી તો કાંઇ હરકત નહિ; તારા ઉદરથી ઉત્પન્ન થયેલો હું જગતમાં કેવો પ્રભાવ પાડું છું તે જોજે. સુરુચિનો પુત્ર ઉત્તમ પિતાએ આપેલું રાજ્ય ભલે પામો, પણ કોઇનું આપેલું રાજ્ય મને ન ખપેઃ હું તો મારા પરાક્રમથી એવું સ્થાન મેળવીશ કે જે પિતાને પણ મળ્યું નથી. ” આમ બોલીને ધ્રુવ માતાને નમસ્કાર કરી ત્યાંથી ચાલી નીકળ્યો.

આ વખતે ગામ બહાર આવેલા ઉદ્યાનમાં સપ્તર્ષિઓનો નિવાસ હતો. બાળક ધ્રુવ અહીં આવી સપ્તર્ષિઓને પ્રણામ કરી કહેવા લાગ્યોઃ “ હે મહર્ષિઓ, હું ઉત્તાનપાદ રાજાનો પુત્ર છું, પણ સુનીતિના ઉદરથી જન્મેલો છું. જગતથી નિર્વેદ પામી હું આપને શરણે આવેલો છું. ”

આ સાંભળી ઋષિઓએ કહ્યું, "અરે રાજપુત્ર, તું હજુ તો ચાર પાંચ વર્ષનો બાળક છે, તારે નિર્વેદનું કારણ તે શું હોઇ શકે ? જ્યાં સુધી તારા પિતા છે ત્યાં સુધી તારે ચિંતા કરવાનું પ્રયોજન નથી. તેં હજુ સુખદુ:ખની છાંયડી પણ જોઈ નથી; તેમ તારૂં શરીર પણ નીરોગી લાગે છે, માટે તારે નિર્વેદનું કારણ હોય તે કહે." પછી ધ્રુવે સુરુચિએ કહેલાં કટુ વચનો કહી સંભળાવ્યાં. આથી ઋષિઓ પરસ્પર બોલવા લાગ્યા: "ક્ષાત્ર તેજ તે આનું નામ ! બાળક હોવા છતાં પણ એનામાં આટલી બધી લાગણી છે ! વત્સ, ત્હારી શી ઇચ્છા છે તે કહે." તેના ઉત્તરમાં ધ્રુવે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું:

**नाहमर्थमभीप्सामि न राज्यं द्विजसत्तमाः ।**
**तत्स्थानमेकमिच्छामि भुक्तं नान्येन यत्पुरा ॥**

'હે મહર્ષિઓ, મારે ધન કે રાજ્ય જોઇતું નથી. મારે તો તે સ્થાન જોઇએ છે કે જ્યાં હજુ સુધી કોઇ પહોંચી શક્યું ન હોય."

તેની ઉત્કટ મહેચ્છા જોઈ મહર્ષિઓ સાનન્દ આશ્ચર્યમાં ગરક થયા અને બોલ્યા: "વત્સ, એવું અલૌકિક સ્થાન પ્રાપ્ત કરવા માટે પરબ્રહ્મ ભગવાન વિષ્ણુની આરાધના કરવી જોઇએ. તેમની પ્રસન્નતાથી સર્વ ઇષ્ટ પદાર્થો પ્રાપ્ત થાય છે. હે રાજપુત્ર, તેમને પ્રસન્ન કરવા માટે સમસ્ત બાહ્ય પદાર્થોમાંથી ચિત્તને કાઢી લેઈ તે પરમાત્મા પર સ્થિર કરવું, અને પછી અચળ શ્રદ્ધાપૂર્વક એક ચિત્તે **ॐ नमो भगवते वासुदेवाय** એ દ્વાદશાક્ષરી મંત્રનો સતત જપ કરવો. પૂર્વે બ્રહ્માએ તથા સ્વાયંભુવ મનુએ પણ આજ મંત્રનો જપ કરી ત્રૈલોક્યદુર્લભ સિદ્ધિને પ્રાપ્ત કરી હતી."

ત્યાર પછી સપ્તર્ષિઓની અનુજ્ઞા લેઇને તેમને પ્રણામ કરી ધ્રુવ ત્યાંથી નીકળી પડયો, અને યમુના તટ ઉપર આવેલા મધુવનમાં ઘોર તપશ્ચર્યા શરૂ કરી. પોતાની અંદર વિષ્ણુ ભગવાનનો સંકલ્પ કરી એક ચિત્તે મંત્ર સહિત તેણે ધ્યાન કરવા માંડયું: તેના અંતઃકરણમાં ભગવાન આવી વસવાથી ભારને લીધે પૃથ્વી પણ નમવા લાગી. પ્રથમ, તેણે

ડાબા પગે ઉભા રહી તપશ્ચર્યા કરી, પછી જમણા પગે અને છેવટ અંગૂઠા પર. આ વખતે પર્વતો, નદીઓ, સમુદ્રો સહિત ધરતીકંપ થયો. આથી પુણ્યભીરુ દેવોને ફાળ પડી. તેથી તેમણે ઇંદ્રની સલાહ લેઇ ધ્રુવનું ધ્યાનભંગ કરવા પ્રયત્નો આદર્યાઃ એક દેવે ધ્રુવની મા સુનીતિનું રૂપ લેઇ તેના આગળ આક્રંદ કરવા માંડયું. 'હે પુત્ર, અનેક બાધાઓ રાખી મેં તને મેળવ્યો છે, માટે આવા દુષ્કર અને દારૂણ તપમાંથી નિવૃત્ત થા. હે વત્સ, આ જગત્‌માં મને તારોજ આશરો છે, તારા વિના હું અનાથ છું. અરે! તું પાંચ વર્ષનો બાળક કયાં, અને કયાં આ ભયંકર તપશ્ચર્યા! બેટા, આ જક છોડીને ઘેર ચાલ, આ તો તારો રમકડાં રમવાનો વખત છેઃ મોટો થઈ અભ્યાસ કરી, રાજ્યસુખો ભોગવી પછી ઘડપણમાં તપ કરવું હોય તો કરજે. માટે ઉઠ. મને પ્રસન્ન રાખવી એજ તારો ધર્મ છે, માટે આ શરીરનું શોષણ કરવાનું મૂકી દે. જો તું નહિ માને તો હું મારા પ્રાણ કાઢી નાંખીશ."

આમ કરુણ વચનો બોલતી માતા તરફ તેનું ચિત્ત જરાયે દોરાયું નહિ. ત્યારે એ માયાવી માતા બૂમ પાડી ઉઠીઃ 'વત્સ, વત્સ, આ ભયંકર અરણ્યમાં જો પેલા શસ્ત્ર લેઇને રાક્ષસો આવે છે. માટે ઉઠ, ચાલ આપણે નાસી જઇએ' એમ બોલતી તે દોડી ગઈ. ત્યારબાદ સિંહ, ઉંટ, મગર વગેરેનાં રૂપ લેઇ રાક્ષસો ભયંકર ત્રાડો પાડતા તેની સમીપ આવી બ્હીવરાવવા લાગ્યા. પણ ભગવાનમાં આસક્ત થયેલા ધ્રુવનું રૂવાંડું સરખું ધ્રુજ્યું નહિ. આખરે નિષ્ફળ પ્રયત્નોથી શરમાઇ દેવલોકો પાછા વળ્યા અને વિષ્ણુ ભગવાનને શરણે જઇ દુઃખી બની કહેવા લાગ્યાઃ "હે દેવાધિદેવ, હે જગન્નાથ, ધ્રુવના ભયંકર તપથી તપેલા અમે આપને શરણે આવ્યા છીએ. અમને ભય લાગે છે કે એને ઇંદ્રપદ, કે સૂર્યપદ કે વરુણપદ કે કુમેરપદ જોઇએ છે! માટે કોઈ પણ ઉપાયે તેને તપમાંથી નિવૃત્ત કરો એટલી અમારી નમ્ર પ્રાર્થના છે."

પછી ભગવાને દેવોને સાંત્વન આપી કહ્યુંઃ "ભાઇઓ, એને નથી ઇંદ્રપદ કે સૂર્યપદની આકાંક્ષા. માટે તમારા મનમાંથી એ વિષે ખરખરો

કાઢી નાંખી સુખેથી ઘેર જાઓ. હું એને તપથી નિવૃત્ત કરૂં છું."

દેવો પોતપોતાને સ્થાનકે ગયા અને ભગવાન વિષ્ણુ ધ્રુવના સમક્ષ ચતુર્ભુજ સ્વરૂપે પ્રકટ થયા. ભગવાને કહ્યું: "વત્સ ધ્રુવ, તારી એક નિષ્ઠાવાળી તપશ્ચર્યાથી હું પ્રસન્ન થયો છું. માગ, માગ, જે માગે તે આપું."

ભગવાનની વાણી સાંભળી ધ્રુવે આંખ ઉઘાડી જોયું તો અંતરમાં જેનું તે ધ્યાન ધરતો હતો તેજ પ્રભુ વરદ હસ્ત ઉંચો કરી તેના સમક્ષ ઉભા હતા. રોમાંચિત શરીરે તેણે સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને સ્તુતિ કરવા માંડી: 'હે ભગવન, બ્રહ્માદિ વેદવિત્ મહર્ષિઓ પણ જેની ગતિનો પાર પામ્યા નથી તેનું સ્તવન હું બાળક શી રીતે કરૂં? મારૂં મન આપની ભક્તિમાં રત થયેલું છે. મને આપની સ્તુતિ કરવાની બુદ્ધિ આપો."

પછી ભગવાને શંખવડે ધ્રુવના મસ્તકનો સ્પર્શ કર્યો અને વરદાન માગવા કહ્યું. ધ્રુવે પ્રસન્ન ચિત્તે પુનઃ સ્તુતિ કરી જણાવ્યું: "ભગવન, આપ સર્વના અંતર્યામી છો તેથી મારા મનની વાત આપ જાણોજ છો. તથાપિ, આપની આજ્ઞાથી નિવેદન કરૂં છું: અપરમાએ મને કહ્યું હતું કે તું મારા ઉદરથી જન્મેલો નથી માટે રાજ્યને યોગ્ય નથી. તો ભગવન્, હું એવા પદની ઇચ્છા રાખું છું કે જે ઉત્તમોત્તમ હોય. આપ પ્રસન્ન થયા પછી મારે માટે શું દુર્લભ છે?"

તેના ઉત્તરમાં ભગવાને કહ્યું: "વત્સ, ત્હારી એવી ઇચ્છા છે તો તે સંપૂર્ણ થશે. તું પૂર્વજન્મમાં બ્રાહ્મણ બાળક હતો. તેં માતપિતાની અત્યંત સેવા તથા મારી શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરી હતી. વખત જતાં, એક રાજપુત્ર તારો મિત્ર બન્યો. તેની અઢળક સમૃદ્ધિ જોઇને તને એમ મન થયું કે હું પણ રાજપુત્ર બનું. તદનુસાર તું ઉત્તાનપાદના પુત્ર તરીકે જન્મ્યો. આ જન્મમાં પણ તેં મને પ્રસન્ન કર્યો છે, તેથી ત્રિલોકયથી પણ ઉંચું સ્થાન તને પ્રાપ્ત થશે એમાં સંદેહ નથી. તારૂં સ્થાન ઇંદ્ર, સૂર્ય, ચંદ્ર, બૃહસ્પતિ એ સર્વથી ઉચ્ચ થશે. કેટલાક દેવો ચાર યુગ-

સુધી, કેટલાક મન્વંતર સુધી, પણ તું કલ્પ સુધી રહીશ. તેમજ ત્હારી માતા સુનીતિ પણ તારો બની ત્હારી પાસેજ કલ્પ સુધી રહેશે." આ રીતે ભગવાન પાસેથી વરદાન પામી ધ્રુવ સપ્તર્ષિથી પણ ઉચ્ચ ધ્રુવપદને પામ્યા.

## ૪. પૃથુરાજાની કથા.

ધ્રુવના વંશમાં અંગ નામનો એક રાજા થયો. તે મૃત્યુની કન્યા સુનીથા સાથે પરણ્યો હતો. તેમને વેન નામે એક પુત્ર થયો. તે મોસાળના દોષને લીધે સ્વભાવે દુષ્ટ નીવડ્યો. જ્યારે અંગ રાજા પછી તેને ગાદીપર બેસાડવામાં આવ્યો, ત્યારે તેણે પૃથ્વી પર ઢંઢેરો ફેરવાવ્યો: "કોઇએ યજ્ઞ કરવો નહિ, દાન કરવું નહિ હુંજ યજ્ઞનારાયણ છું; મારા સિવાય યજ્ઞનો ભોક્તા કોણ છે?"

આ સાંભળી મહર્ષિઓ તેની પાસે આવ્યા અને તેની પૂજા કરી નમ્રતાથી કહ્યું: "રાજન્, રાજ્ય તો પ્રજાના હિતને માટે છે, તેથી યજ્ઞયાગ જેવી રાજાપ્રજા ઉભયને હિતકારક એવી ધાર્મિક ક્રિયાઓની બંદી નિરર્થક છે: અમે દીર્ઘ યજ્ઞોવડે યજ્ઞેશ્વર ભગવાનને પ્રસન્ન કરીશું, અને તેના પુણ્યનો અંશ આપને પણ મળશે. તેથી ભગવાન્ અમારા તથા આપના મનોરથો સિદ્ધ કરશે."

ઋષિઓનાં હિતકારક વચનોની અસર વેનરાજા પર જરાયે થઈ નહિ. તેણે ઉત્તરમાં જણાવ્યું: "ઋષિઓ, મારા કરતાં કોણ મોટો છે? મને મૂકી તમે કોનું આરાધન કરશો? યજ્ઞેશ્વર ભગવાન તે કોણ? **सर्वदेवमयो नृपः** અર્થાત્ રાજાના શરીરમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વરુણ, ભૂમિ વગેરે સર્વે દેવતાઓનો નિવાસ છે. માટે મારી આજ્ઞા માથે ચઢાવીને યજ્ઞયાગ કે દાનપુણ્ય કરવાં બંધ કરી દો. જેમ સ્ત્રીઓ માટે પતિ, તેમ પ્રજાને માટે રાજાની આજ્ઞાનું પાલન એજ પરમ ધર્મ છે."

ઋષિઓએ યજ્ઞ–ધર્મ ઉપર જગત્‌નો આધાર છે એમ જણાવી તેને યજ્ઞની મહત્તા સમજાવવા ફરીથી પ્રયત્ન કર્યો, પરંતુ જ્યારે તે એકનો બે થયો નહિ, ત્યારે 'મારો, મારો, આ પાપીને મારો' એમ સર્વે ઋષિઓ ક્રોધથી ગાજી ઉઠયા. 'જે પુરાણપુરુષ યજ્ઞનારાયણની નિંદા કરે છે તે રાજા થવાને લાયક નથી.' એમ જણાવી તેમણે મંત્ર ભણી દાભથી તેને મારી નાંખ્યો. એવામાં દૂરથી ધૂળના ગોટેગોટા દેખાવા લાગ્યા. તેથી તપાસ કરતાં જણાયું કે રાજ્યમાં ચોરલુંટારૂનું ધાંધળ વધી ગયું હતું અને તેથી લોકોના જાનમાલને હાનિ પહોંચતી હતી. આ ધૂળ તે લુટારૂઓની એક ટોળીને લીધે ઉડતી હતી. હવે કોઈ પણ રાજા જોઇએ એવા ઈરાદાથી ઋષિઓએ વેનરાજાની જાંગનું મંથન કરવા માંડયું. તેમાંથી બળેલા થાંભલા જેવો કાળો, ચપટા માથાનો ઠીંગણો એક પુરુષ નીકળ્યો. તેણે બહાર નીકળી ઋષિઓને પૂછયું. 'હું શું કરૂં ?' ત્યારે ઋષિઓએ **निषीद** (બેસ) એમ કહ્યું, તેથી તેનું નામ 'નિષાદ' પડયું. પાછળથી તેના વંશના લોકો વિન્ધ્ય પર્વતમાં રહેતા અને પાપકર્મો કરી પેટ ભરતા. આ રીતે વેન રાજાના શરીરમાં રહેલી પાપબુદ્ધિ 'નિષાદ'ના રૂપમાં બહાર નીકળી ગઇ અને તેનાં પાપો નષ્ટ થયાં.

પછી બ્રાહ્મણોએ વેનરાજાના જમણા હાથનું મંથન કર્યું. તેમાંથી સાક્ષાત્ અગ્નિ જેવા તેજસ્વી દેહવાળો પુરુષ ઉત્પન્ન થયો. તેનું નામ પૃથુરાજા. તેને માટે આકાશમાંથી દિવ્ય પિનાક ધનુષ્ય અને બાણો તથા કવચ પડયાં. પૃથુના જન્મથી સર્વ લોકને આનંદ થયો અને આવા સુપુત્રથી અંતે વેનરાજા પણ સ્વર્ગે ગયો. સર્વે સમુદ્રો અને નદીઓનાં પવિત્ર જળથી સ્વયં બ્રહ્માએ દેવો સહિત પધારી પૃથુરાજાનો રાજ્યાભિષેક કર્યો. વેનથી અપ્રસન્ન થયેલી પ્રજાનું પૃથુએ અનુરંજન કર્યું માટે લોકો તેને 'રાજા' કહેવા લાગ્યા. પૃથુના શાસન કાળમાં લોકોને કોઇ જાતનું દુઃખ ન હતું. વૃષ્ટિ સમયાનુસર અને યોગ્યપ્રમાણમાં થતી; પૃથ્વી ખેડયા વિના પણ પુષ્કળ પાક આપતી; ગાયો કામદુધાની માફક દૂધ આપતી. પૃથુરાજાના યજ્ઞમાંથી સૂત અને માગધ એમ બે પુરૂષો

પ્રકટ થયાં. તેમને ઋષિઓએ રાજાના ગુણની સ્તુતિ કરવાનું કહ્યું. તે બેએ ઉત્તર આપ્યો: "અમે પૃથુરાજાના ગુણથી અજાણ્યા છીએ, તેમનો યશ પણ હજુ જામ્યો નથી, તેથી અમે શી રીતે રાજાની સ્તુતિ કરીએ?" તેના ઉત્તરમાં રાજાએ જણાવ્યું: "હે સૂતમાગધ, માણસો પોતાના સદ્ગુણોથી પ્રશંસા પામે છે. માટે તમે સદ્ગુણોનું વર્ણન કરો અને તેજ સદ્ગુણો આચરવા માટે હું પ્રયત્નશીલ રહીશ." આથી પ્રસન્ન થઇ સૂતમાગધે રાજગુણોનું યથાસ્થિત વર્ણન કર્યું:

રાજા સત્યવાદી, દાનશીલ, પ્રતિજ્ઞાપાલક, લજ્જાશીલ, મૈત્રી તથા ક્ષમા રાખનાર, પરાક્રમી અને દુષ્ટોનો શાસન કરનાર, ધર્મજ્ઞ, કદરદાન, દયાળુ, પ્રિયભાષી, યોગ્ય પુરુષોને માન આપનાર, યજ્ઞ પરાયણ, ધાર્મિક, સત્સમાગમ રાખનાર, તથા શત્રુ અને મિત્રપર સમભાવ રાખનાર હોય છે.

રાજાએ સદ્ગુણોનું વર્ણન ધ્યાનપૂર્વક સાંભળ્યું અને તે પોતાનામાં ઉતારવા પ્રયત્ન કર્યો. તેણે પુષ્કળ દક્ષિણાઓ આપી અનેક યજ્ઞો કર્યા.

આરંભમાં એક વખતે લોકો પૃથુરાજા પાસે આવ્યા અને નમ્રતાપૂર્વક અરજ કરી: "હે રાજન્, આપના પહેલાં જે અરાજકતા વ્યાપેલી હતી તેથી પૃથ્વીએ બધી જાતની ઔષધિ પાછી ખેંચી લીધી. એને પરિણામે પ્રજાનો વિનાશ થશે. માટે અમારૂં ભરણપોષણ ચાલે એવી વ્યવસ્થા કરો. અમે ભૂખથી અત્યંત પીડાઈએ છીએ."

લોકોની ફરીયાદ સાંભળીને કોપાયમાન થઈ પૃથુરાજાએ હાથમાં ધનુષ અને બાણ લીધાં અને પૃથ્વીપર ચઢાઇ કરવાની તૈયારી કરી. આથી ભયભીત થયેલી વસુંધરા નાસી બ્રહ્મલોકમાં ગઇ, પરંતુ તે જ્યાં જ્યાં દોડતી ગઈ, ત્યાં ત્યાં ધનુર્ધારી પૃથુરાજાને તે પોતાની સામેજ જોવા લાગી, તેથી આખરે ભયથી કાંપતી ધરિત્રી પૃથુને શરણે આવી અને કહેવા લાગી: "રાજન્, તું મારો વધ કરવા તત્પર થયો છે, પણ તેથી થનાર સ્ત્રીહત્યા જોતો નથી?" તેના ઉત્તરમાં પૃથુએ કહ્યું:

“ જો એકના વધથી અનેકને લાભ થતો હોય તો તે એકનો વધ સર્વથા ઈષ્ટ છે.”

પૃથ્વીએ કહ્યું: “ પણ પ્રજાના હિતને માટે તું મારો વધ કરતો હોય, તો મને માર્યા પછી લોકો શેના પર રહેશે તેનો તેં વિચાર કર્યો?”

પૃથુએ બેધડક ઉત્તર આપ્યો ! “ હે વસુધા, મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર તને મારીને હું મ્હારી યોગ શક્તિથી આ પ્રજાને ધારણ કરીશ.”

જ્યારે પૃથ્વીએ પૃથુરાજાને સર્વ રીતે શક્તિમાન જોયો ત્યારે તેણે નમ્રતાથી કહ્યું. “ રાજન્, વિચારપૂર્વક ઉપાયો યોજવાથી સર્વે કાર્યો સિદ્ધ થઇ શકે છે. માટે જે ઔષધિઓ હું પચાવી ગઇ છું તે દૂધ-રૂપે મારામાંથી પ્રકટ થાય તે માટે તમે વત્સ (વાછરડું) શોધી કાઢો. વળી મારી સપાટી સરખી બનાવો. જેથી ઉત્તમ વનસ્પતિઓના બીજ રૂપ દૂધ હું સર્વત્ર પ્રકટ કરી શકું.”

પૃથ્વીની સૂચના પ્રમાણે પૃથુરાજાએ સૃષ્ટિના કાળથી ઉંચી નીચી રહેલી જમીનને પોતાના ધનુષના છેડા વડે સરખી બનાવી અને ત્યાં ગામડાં તથા નગરો વસાવ્યાં. તેણે સ્વાયંભુવ મનુને વત્સ બનાવી ગાયનું રૂપ ધારણ કરેલી પૃથ્વીને પોતાના હાથે દોહી અને સર્વ પ્રજાને હિત-કારક એવું દૂધ કાઢ્યું. આ રીતે પૃથુરાજા ભૂમિના પિતારૂપ થવાથી ભૂમિને ‘પૃથ્વી’ એવું નામ મળ્યું. ત્યારપછી દેવોએ, મુનિઓએ, રાક્ષ-સોએ, ગન્ધર્વોએ, પિતૃઓએ એમ સર્વેએ તેનું દોહન કર્યું અને પોત-પોતાના વંશની વૃદ્ધિ કરી.

આ રીતે પૃથુરાજાએ **राजा प्रकृतिरञ्जनात्** ( પ્રજાનું રંજન કરવાથી રાજા બને છે) એ નિયમ પ્રમાણે લાંબા કાળ સુધી પ્રજાનું પાલન કર્યું.



# ૫. દશ પ્રચેતાઓ.

પૃથુના વંશમાં પ્રાચીનબર્હિ નામે એક મહાન્ પ્રજાપતિ થઇ ગયા છે. તે સમુદ્રકન્યાને પરણ્યા હતા અને તેનાથી તેમને પ્રચેતા નામના દશ પુત્રો થયા. પ્રાચીનબર્હિએ પુત્રોને બોલાવી કહ્યું, "પુત્રો, પ્રજા-વૃદ્ધિ માટે તમે વિશ્વેશ્વર પ્રભુની આરાધના કરી સિદ્ધિ પ્રાપ્ત કરો. બ્રહ્માજીએ મને પ્રજા ઉત્પન્ન કરવા માટે આજ્ઞા કરેલી છે, તો તમે મારૂં આટલું પ્રિય કરો." પિતાની આજ્ઞા માથે ચઢાવી દશે પ્રચેતાઓ સમુદ્રમાં રહી તપ કરવા લાગ્યા. આ રીતે દશ હજાર વર્ષ વીતી ગયાં ત્યારે ભગવાન વિષ્ણુ પ્રસન્ન થઈ તેમની સમક્ષ પ્રકટ થયા અને તેમને વરદાન માગવા કહ્યું. તેના ઉત્તરમાં તેમણે નમસ્કાર કરી જણાવ્યું: "હે ભગવન્, અમારે પ્રજાની વૃદ્ધિ કરવી છે." ભગવાન્ તેમને 'તથાસ્તુ' કહી અંતર્ધાન પામ્યા.

આ દશહજાર વર્ષના ગાળામાં પૃથ્વીપર ઝાડો એટલાં બધાં વધી પડયાં કે તેથી ઘણીખરી પૃથ્વી ઘેરાઈ ગઇ અને ઘણા લોકોનો નાશ થયો. જ્યારે પ્રચેતાઓ તપ કરીને સમુદ્રની બહાર નીકળ્યા, ત્યારે પ્રજાનો ક્ષય થયેલો જોઇ તેઓ અત્યંત ગુસ્સે થયા. તેમણે પોતાના મુખમાંથી વાયુ અને અગ્નિ પેદા કર્યા. વાયુએ વૃક્ષોને ઉખાડી નાંખવા માંડયાં અને અગ્નિએ બાળવા માંડયાં. આથી ઘણાં ઝાડોનો ખોડો નીકળી ગયો, બહુજ થોડાં બાકી રહ્યાં. તેથી વૃક્ષોનો રાજા સોમ પ્રચે-તાઓ પાસે આવ્યો અને તેમનો ક્રોધ શાંત કરવા માટે પ્રાર્થના કરી. સોમ રાજાએ કહ્યું: "હે રાજાઓ, આપનો કોપ શાંત કરો. હું વૃક્ષો સાથે આપનું સમાધાન કરાવું છું. મારિષા નામની રત્નજેવી વૃક્ષકન્યાનું મેં મારાં કિરણોવડે પોષણ કરી ઉછેરી છે તેને આપની પત્ની બનાવી વંશવૃદ્ધિ કરો એમ હું ઇચ્છું છું. હું તે કન્યાનું ભવિષ્ય પ્રથમથીજ જાણું છું. તેથી આપને નિવેદન કરૂં છું કે મારા અર્ધ તેજથી અને આપના

અર્ધ તેજથી એ કન્યાને પેટે દક્ષ નામના મહાન પ્રજાપતિ ઉત્પન્ન થશે જે અત્યંત પ્રજાવૃદ્ધિ કરશે. વળી, એ મારિષા એક સાથે દશ ભાઇઓની પત્ની શી રીતે થઇ શકે તે વિષે શંકા લાવશો નહિ, કારણ કે પૂર્વજન્મમાં તે એક રાણી હતી, પરંતુ બાળ વિધવા થવાથી તે અત્યંત દુઃખી બની ગઇ અને તેણે ભગવાનની આરાધના કરી. તેથી પ્રસન્ન થઈ ભગવાન તેના આગળ પ્રકટ થયા અને તેને વરદાન માગવા કહ્યું. ત્યારે તેણે નમ્રતાથી કહ્યું: ‘ જન્મોજન્મમાં મને સારા પતિઓ અને પ્રજાપતિ સરખો પુત્ર મળે; વળી હું ખૂબસુરત તથા અયોનિજા (સ્ત્રીને પેટે અવતરેલી નહિ એવી ) થાઉં એમ હું ઇચ્છું છું. ’ આ રીતે ભગવાને તેને વરદાન આપ્યું.

“ પરંતુ પ્રથમ તો મારિષાનો આ જન્મનો વૃત્તાન્ત સાંભળવા યોગ્ય છે. તે આ પ્રમાણે: ગોમતી નદીને કાંઠે કંડુ નામના એક મુનિ તપ કરતા હતા. તેમના તપમાં વિક્ષેપ નાંખવા માટે ઈંદ્રે પ્રમ્લોચા નામની એક અપ્સરા મોકલી. તેને જોતાંજ ઋષિ મોહી પડયા, અને તેના પ્રેમમાં મસ્ત રહીને મંદર પર્વતની તળેટીમાં ૧૫૦ વર્ષો ગાળ્યાં. એક દિવસે પ્રમ્લોચાએ સ્વર્ગમાં પાછી જવા માટે ઋષિની રજા માગી. ત્યારે ઋષિએ તેને થોડો વખત વધારે રહેવાનો આગ્રહ કર્યો. શાપના ભયથી બ્હીતી અપ્સરાએ રહેવા કબુલ કર્યું. ફરીથી દોઢસો વર્ષે પ્રમ્લોચાએ જવાની રજા માગતાં ઋષિએ પ્રથમની માફક જ આજીજી કરી. આ રીતે અપ્સરાના પ્રેમમાં અંધ બનેલા ઋષિએ કૈંક વર્ષો ગાળી નાખ્યાં, પણ તેનું તેમને ભાન રહ્યું નહિ. એક દિવસે સંધ્યાકાળે કંડુમુનિ ખૂબ ઉતાવળમાં ઝૂંપડીની બ્હાર નીકળ્યા. ત્યારે પ્રમ્લોચાએ પૂછ્યું: “ મહારાજ ક્યાં જાઓ છો ?” ઋષિએ ઉત્તર આપ્યો: “ પ્રિયે, સંધ્યાકાળ થયો છે, માટે સંધ્યોપસના કરવી જોઈએ, નહિતો પાપ લાગશે.”

ઋષિનાં વચનો સાંભળી પ્રમ્લોચા ખડખડ હસી કહેવા લાગી: “ મહારાજ, તમે બહુ ધર્માત્મા છો ! શું આજે જ તમારી સાંજ પડે છે ? આવી તો કેટલીયે સાંજ પસાર થઈ ગઇ !” આ સાંભળી ઋષિ

જરા આશ્ચર્યથી કહેવા લાગ્યાઃ "પ્રિયે, કેમ મારી મશ્કરી કરવા માંડી છે? સવારમાં નદી કિનારે મેં તને જોઈ અને ત્યારપછી તું મારા આશ્રમમાં દાખલ થઈ. હવે આ સાંજ પડી. તેમાં તને શી નવાઈ લાગે છે?"

અપ્સરાએ ઉત્તર આપ્યોઃ "મહારાજ, હું સવારમાં આવી એ વાત તો સાચી, પણ તે સવારને તો આજ ૯૧૭ વર્ષ, છ માસ અને ત્રણ દિવસ વીતી ગયા છે!

આ સાંભળી, ઋષિને માથે વજ્ર પડ્યું હોય તેમ આઘાત થયો. તે આશ્ચર્ય, ક્રોધ અને તિરસ્કારથી બોલી ઉઠયાઃ "અરરર! મને ધિક્કાર છે! હે દુષ્ટા! તું તારે માર્ગે પડ. તું મારી સાથે આટલો વખત રહી તેથી પરિચયને લીધે હું તને બાળીને ભસ્મ કરતો નથી. ઇંદ્રનું કાર્ય તેં બરોબર બજાવ્યું છે! અરેરે! પણ તેમાં તારો દોષ શો? ખરેખરો દોષ તો મારોજ કે હું જિતેંદ્રિય રહ્યો નહિ," આ રીતે પોતાની જાતને નિંદતા કંડુમુનિએ ફરીથી તપશ્ચર્યા કરી અને બ્રહ્મપાર સ્તોત્રનો જપ કરી તે પરમસિદ્ધિને પામ્યા.

કંડુમુનિથી ભયભીત થયેલી અને તિરસ્કાર પામેલી પ્રમ્લોચા શરીરે પાણી પાણી થઇ ગઇ, અને આકાશમાર્ગે નાસતાં પોતાનો પરસેવો ઝાડનાં પાંદડાંથી લોહ્યો. ઋષિએ તેના શરીરમાં જે ગર્ભ મૂક્યો હતો તે આ રીતે પ્રસ્વેદ વાટે બહાર નીકળી ગયો અને તે ગર્ભ વૃક્ષોએ ધારણ કર્યો. પવને તે ગર્ભ ભેગો કર્યો, અને મેં મારાં કિરણો વડે તેનું પોષણ કર્યું. એ ગર્ભમાંથી મારિષા ઉત્પન્ન થઇ. વૃક્ષો એ કન્યા આપને સમર્પણ કરશે. આપ ક્રોધ શાંત કરો."

આ પ્રમાણે સોમ રાજાની પ્રાર્થનાથી પ્રચેતાઓએ પોતાનો ક્રોધ શાંત કરી મારિષાને પત્ની તરીકે સ્વીકારી. સમય જતાં તેને દક્ષ નામનો પુત્ર થયો.

# ૬. દક્ષ પ્રજાપતિ.

જે દક્ષ પ્રથમ બ્રહ્માથી ઉત્પન્ન થયા હતા, તેજ દક્ષે બીજા યુગમાં પ્રચેતાઓથી જન્મ લીધો. તે તપના પ્રભાવથી મહાન પ્રજાપતિ બન્યા. પ્રજા વૃદ્ધિ કરવાના ઇરાદાથી તેમણે વીરણ પ્રજાપતિની કન્યા અસિકની સાથે લગ્ન કર્યું. તેનાથી તેમને પાંચ હજાર પુત્રો ઉત્પન્ન થયા. તેઓ પ્રજોત્પત્તિ કરવાના છે એમ જાણી નારદ તેમની પાસે આવ્યા અને કહ્યું: " અરે ભાઇઓ, તમે આ પૃથ્વીની અંદર, બ્હાર, આજુબાજુ શું છે એ જાણતા નથી અને પ્રજા ઉત્પન્ન કરવા તત્પર થયા છો એ શું ? જો તમે સર્વત્ર ફરી શકતા હો તો શામાટે પૃથ્વીનો છેડો જોઇ આવતા નથી ?"

નારદનાં વચનોથી ઉત્તેજિત થઇ દક્ષના પાંચહજાર પુત્રો પૃથ્વીનું માપ કાઢવા ભિન્ન ભિન્ન દિશાઓમાં નીકળી પડયા, અને પાછા આવ્યાજ નહિ. તેથી દક્ષે બીજા હજાર પુત્રો પેદા કર્યા. તેમને પણ નારદે ઉત્તેજિત કર્યા. તેથી તેઓ પણ આપણે આપણા ભાઇઓની માફક પૃથ્વીનું માપ કાઢવા નીકળી પડીએ. " એમ બોલી ચાલ્યા ગયા.

આ પુત્રોને પણ નષ્ટ થયેલા જોઈ દક્ષે નારદને શાપ આપ્યો, અને ફરીથી સૃષ્ટિ કરી, તેમાં સાઠ કન્યાઓ થઇ. તેમાંથી દશ કન્યાઓ ધર્મને, તેર કશ્યપને, સત્તાવીસ સોમને, ચાર અરિષ્ટનેમિને, બે બહુપુત્રને, બે અંગિરસને, અને બે વિદ્વાન કૃશાશ્વને આપી. આ કન્યાઓમાંથી દેવો, દૈત્યો, નાગ, પશુ, પક્ષી, ગંધર્વ, અપ્સરા, દાનવો વગેરે અનેક જાતની સૃષ્ટિ ઉત્પન્ન થઈ.

# ૭. પ્રહ્લાદની કથા.

કશ્યપઋષિને દિતિના પેટથી હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ એમ બે પુત્રો તથા સિંહિકા નામની કન્યા ઉત્પન્ન થઈ. હિરણ્યકશિપુને ચાર પુત્રો થયા, જેમાં પ્રહ્લાદ સૌથી નાનો હતો. જેમ હિરણ્યકશિપુ સ્વભાવથીજ ભગવાન વિષ્ણુનો દ્વેષી હતો, તેમ પ્રહ્લાદ ભગવદ્‌ભક્ત હતો. હિરણ્યકશિપુએ બ્રહ્મદેવ પાસેથી વરદાન પામી ત્રણે ભુવન જિતી લીધાં અને ઇંદ્રાદિ સર્વ દેવોના અધિકારો છીનવી લીધા, આથી દેવોને તેનું દાસત્વ કરવું પડતું.

બાળક પ્રહ્લાદ ગુરુને ઘેર વિદ્યાભ્યાસ કરતો હતો. એક વખતે ગુરુની સાથે પ્રહ્લાદ પોતાના પિતા પાસે આવ્યો અને પ્રણામ કરી પાસે ઉભો રહ્યો. આ વખતે દૈત્યપતિ હિરણ્યકશિપુ મદિરામાં ચકચૂર બનેલો હતો. તેણે પ્રહ્લાદને કહ્યું: " વત્સ, તેં અત્યાર સુધી ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યો છે; તો તેનો સાર મને કહે."

પ્રહ્લાદઃ—પિતાજી, આપની એવી ઇચ્છા છે તો સાંભળો. ઇશ્વર અનાદિ છે, અને અનન્ત છે; તેને જન્મ, વૃદ્ધિ કે ક્ષય નથી; તે સર્વ કારણોના પણ કારણરૂપ છે. એવા અચ્યુત ભગવાનને હું પ્રણામ કરૂં છું.

પુત્રના મુખમાંથી નીકળેલાં વચનો સાંભળી હિરણ્યકશિપુ રાતો-પીળો થઇ ગયો અને ગુરુ તરફ તડુકીને કહેવા લાગ્યોઃ " બ્રાહ્મણાધમ, આ શું ? તેં મને નીચું જોવડાવવાનો ધંધો કર્યો છે કે શું ? મારા શત્રુની સ્તુતિ શીખવાડીને બાળકનો સમય બગાડયો છે ?"

ગુરુઃ—દૈત્યેશ્વર, શા માટે મારા પર આટલા બધા ગુસ્સે થાઓ છો ? મારી ભણાવેલી વિદ્યા આપનો બાળક રટે નહિ તેમાં મારો વાંક શો ?

હિરણ્યકશિપુઃ—વત્સ પ્રહ્લાદ, તારા ગુરુ કહે છે કે એમણે તને આવી વિદ્યા ભણાવી નથી. તો બેટા, કહો જોઇએ કોણે તને આવું બોલતાં શીખવાડયું ?

પ્રહ્લાદઃ—હે તાત, આપણા હૃદયમાં રહેલા ભગવાન વિષ્ણુ આખા જગત્‌ને શીખવાડનાર છે. પરમાત્મા સિવાય કોણ કોને શીખવાડે છે ?

હિરણ્યકશિપુઃ—( ક્રોધથી ) અરે નીચ ! આખા જગત્‌નો ઇશ્વર હું છું; મારા આગળ વારંવાર ' વિષ્ણુ, વિષ્ણુ ' બોલે છે તે ' વિષ્ણુ ' કોણ છે ?

પ્રહ્લાદઃ—જે વાણીમાં ઉતરી શકતો નથી, પણ યોગીઓના ધ્યાનપ્રદેશમાં રમે છે, જેણે આ વિશ્વની રચના કરી છે અને જે સ્વયં જગત્ છે તેજ પરમેશ્વર વિષ્ણુ છે !

હિરણ્યકશિપુઃ—મૂર્ખ છોકરા, હવે તું મરવાનો થયો છે! મારા સિવાય બીજો કયો તારો પરમેશ્વર છે ?

પ્રહ્લાદઃ—પિતાજી, ભગવાન વિષ્ણુ મારોજ છે એમ નથી, તે તો આખા જગતનો અને આપનો પણ વિધાતા છે. ભગવાનનું પવિત્ર નામ સાંભળી પ્રસન્ન થાઓ; નિરર્થક શા માટે ગુસ્સે થાઓ છો ?

હિરણ્યકશિપુઃ—અરેરે ! આ છોકરાના મનમાં શું ભૂત ભરાયું છે કે તે આમ ગમે તેમ અર્થ વગરનું બકયા કરે છે ?

પ્રહ્લાદઃ—પિતાજી, કેવળ મારાજ મનમાં કેમ કહો છો ? એ ભગવાન તો આપના અને સર્વના અંતરમાં બિરાજે છે, અને તેની જ પ્રેરણાથી આપણે બધા ચેષ્ટા કરી રહ્યા છીએ.

આ શબ્દો હિરણ્યકશિપુને માટે અસહ્ય હતા. તેની આંખો લાલ થઈ ગઈ. તે રોષપૂર્વક ગર્જના કરી બોલ્યોઃ " આ દુષ્ટને મારી આંખ આગળથી કાઢી મૂકો. કોણે એને આવા અપશબ્દો ગોખાવ્યા છે ?"

રાજાની આજ્ઞાથી પ્રહ્લાદને રાજમહેલમાંથી લેઈ જવામાં આવ્યો. રાજાએ ગુરુને પણ સખ્ત તાકીદ કરી કે તેને સારી વિદ્યા ભણાવવી તથા આવું અસભ્ય શીખવાડનારને શોધી કાઢી શિક્ષા કરવી.

પ્રહ્લાદે ગુરુને ઘેર જઇ ફરીથી અભ્યાસ કરવા માંડયો. ઘણા

દિવસ પછી હિરણ્યકશિપુએ પ્રહ્‌લાદને ફરીથી પોતાની પાસે બોલાવી પૂછ્યું: "પુત્ર, કાંઈ ગાઇ સંભળાવ જોઇએ."

પ્રહ્‌લાદ:—જે પ્રધાન તથા પુરુષ તેમજ ચરાચર જગતના કારણરૂપ છે તે ભગવાન વિષ્ણુ અમારા પર પ્રસન્ન થાઓ !

હિરણ્યકશિપુ:—આ દુરાત્માને મારી નાંખો, એના જીવવાથી શો ફાયદો છે ? પોતાના પક્ષનોજ નાશ કરવા આ કુલાંગાર પેદા થયો છે.

રાજાનો હુકમ થતાંજ હજારો સૈનિકો તેને મારી નાંખવા માટે તૈયાર થઇ ગયા. તેમને જોઈ પ્રહ્‌લાદે કહ્યું: "ભાઇઓ, જે વિષ્ણુભગવાન મારામાં છે, તે તમારામાં અને આ શસ્ત્રોમાં છે. મને તેનાથી કાંઇપણ હાનિ થવાની નથી."

પણ સૈનિકોએ ક્રોધમાં આવી પ્રહ્‌લાદ પર અનેક પ્રહારો કર્યા, પરંતુ તેથી કાંઇ વળ્યું નહિ. ભક્ત પ્રહ્‌લાદ નીડર થઇ સ્થિર ઉભો રહ્યો. પછી હિરણ્યકશિપુએ ફરીથી કહ્યું: "અરે મૂર્ખ, તું કેમ શત્રુની સ્તુતિ કરી રહ્યો છે ? હવે વધારે મૂર્ખતા કર્યા વિના સમજી જા. હું તને અભયદાન આપું છું."

પ્રહ્‌લાદ:—પણ પિતાજી, સર્વ પ્રકારનાં ભયોનો નાશ કરનાર ભગવાન વિષ્ણુ મારા અંતરમાં બિરાજે છે, તોપછી મને ભય શેનો ? ભગવાનનું સ્મરણ કરતાંજ જન્મજન્માંતરનાં ભયો દૂર થઇ જાય છે !

પછી પ્રહ્‌લાદનો નાશ કરવા માટે ભયંકર સર્પોનો ઉપયોગ કરવામાં આવ્યો. પણ આથી તો સર્પોના દાંત પડી ગયા, તેમનાં મણિઓ ફુટી ગયાં, ફણાઓ તપી ગઇ અને હૃદયો ધ્રુજવા લાગ્યાં ! ત્યારબાદ તેને પગ તળે છુંદી નાંખવા માટે દિગ્ગજોને બોલાવવામાં આવ્યા. દિગ્ગજો પણ શું કરે ? તેમનાં દંતૂશળોના કકડા થઇ ગયા ! પછી મોટી ચિતા સળગાવી તેમાં પ્રહ્‌લાદને નાંખવામાં આવ્યો. ત્યાં પણ કમળની સુંવાળી ગાદી પર પોતે સૂતો હોય તેમ પ્રહ્‌લાદને લાગ્યું.

આમ સર્વ રીતે પોતાના પ્રયત્નો નિષ્ફળ ગયેલા જોઇને હિરણ્યકશિપુ હતાશ થઇ ગયો. તેથી તેના પુરોહિતોએ કહ્યું: "મહા-

રાજ, આ તો હજી બાળક છે, તેના પર આટલો બધો કોપ શા માટે કરો છો? અમે તેને એવો ભણાવીશું કે તે જાતેજ આપના શત્રુનો નાશ કરશે. એમ છતાં જો તેનામાં ફેરફાર ન પડે તો અમે કૃત્યા ( સંહારક દેવી ) ઉત્પન્ન કરીને તેનો નાશ કરીશું."

પુરોહિતોની સૂચના પ્રમાણે પ્રહ્લાદને ફરીથી અભ્યાસ કરવા મોકલવામાં આવ્યો. ગુરુ ઘેર નહોય ત્યારે પ્રહ્લાદ પણ દૈત્યબાળકોને નીચે પ્રમાણે ઉપદેશ આપતો; "પ્રિય મિત્રો, હું તમને પરમાર્થની વાત સંભળાવું છું તે ધ્યાનપૂર્વક સાંભળો. ગુરુની માફક મને ધનનો કે કીર્તિનો લોભ નથી, કેવળ તમારા શ્રેયને માટેજ જણાવું છું. દરેક માણસ જન્મે છે, યુવાનીમાં આવે છે, વૃદ્ધ થાય છે અને આખરે મરી જાય છે. આ બધું આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. વળી જે મરે છે તે જ પુનર્જન્મે છે. બાલ્યાવસ્થામાં રડવું, બીમાર થવું અને એ રીતે પરાધીન રહેવાનું હોય છે. યૌવનમાં માણસ કામક્રોધાદિમાં ફસાઈ ને સુખ માની સમય ગુમાવે છે. પછી ઘડપણમાં આવી ગમે તેમ સુખેદુઃખે બાકીનો કાળ પૂરો કરે છે. અંતે મરણને વશ થાય છે. આ રીતે મનુષ્યના જીવનમાં સુખનો લેશ પણ નથી, છતાં પણ મૂર્ખતાથી માણસો સુખ માની તેમાં રાચે છે. હાડમાંસને પરૂના બનેલા આ દેહપર જે મમત્વ રાખે છે તે નરકનો અધિકારી થાય છે. વળી અંતે પોતાની બધી માલમિલ્કતનો ત્યાગ કરીને માણસને જવું પડે છે એ પણ દુઃખનું કારણ છે. અર્થાત્ મૂઢ આદમી મનને પ્રિય એવી જે જે વસ્તુઓનો સંબંધ બાંધે છે તે તે સઘળી અંતે દુઃખકારક છે. 'તો પછી આ દુઃખમય સંસારમાંથી મુક્ત થઇ આપણે શી રીતે પરમ સુખને પ્રાપ્ત કરીએ' એ પ્રશ્નનો સર્વેએ પોતાના અંતરમાં વિચાર કરવો જોઇએ. આ દુઃખમાંથી માર્ગ નથી એમ માનવું નહિ. તમે મારા પરમ મિત્ર છો તેથી આ ભયંકર દુઃખપરંપરામાંથી બચવાનો ગૂઢ ઉપાય હું તમને સમજાવું છું. આસુરી વૃત્તિ કાઢી નાંખી સર્વત્ર સમતા રાખી ભગવાન વિષ્ણુની આરાધના કરવી. આ સર્વ જગત્ ભગવાનનો જ

વિસ્તાર છે એમ માની ભગવાન સાથે પોતાનો અભેદ અનુભવવો, ભગવાનનું જ શરણુ લેવું, કારણુ કે ભગવાન પ્રસન્ન થાય તો પછી આ ત્રણે જગત્‌માં શું દુર્લભ છે? એ બ્રહ્મતરુનો આશ્રય કરવાથી જરૂર મહત્ ફલ પ્રાપ્ત થશે."

દાનવોને બાળક પ્રહ્‌લાદની આ ચેષ્ટાઓ ખબર પડતાં તેમણે હિરણ્યકશિપુને ખબર કરી. એથી કુપિત થઇ દૈત્યરાજે હળાહળ વિષ મેળવી ખોરાક સાથે આપી પ્રહલાદને મારી નાંખવા રસોઇયાઓને તાકીદ કરી. હુકમ પ્રમાણે રસોઇયાઓએ પ્રહ્‌લાદને વિષાન્ન ખવરાવ્યું પણ તેથી પ્રહ્‌લાદ પર કાંઇ અસર જણાઈ નહિ.

આખરે કંટાળીને હિરણ્યકશિપુએ પુરોહિતોને કૃત્યા ઉત્પન્ન કરી પ્રહ્‌લાદનો વિનાશ કરવાની આજ્ઞા આપી. પુરોહિતોએ પ્રહ્‌લાદની પાસે આવી સમજાવવા પ્રયત્ન કર્યો: "વત્સ, ત્રિભુવનવિખ્યાત બ્રહ્માના કુળમાં તું ઉત્પન્ન થયો છે, હિરણ્યકશિપુ જેવા મહાન દૈત્યરાજનો પુત્ર છે. તારે દેવો કે વિષ્ણુ કે બીજા કોઈનું શું પ્રયોજન છે? તારો પિતા એજ સર્વલોકોને શરણુ આપનાર છે. માટે શત્રુની સ્તુતિ મૂકી દઈ તું તારા પિતાને પગલે ચાલ જેથી તું પણુ તેના જેવો મહાન નીવડે. પરંતુ, જો દુરાગ્રહી થઇ અમારી શીખામણુ નહિ સ્વીકારે તો મંત્રબળથી અમે કૃત્યા ઉત્પન્ન કરી પળમાં તારો નાશ કરી નાંખીશું."

પ્રહ્‌લાદે ઉત્તર આપ્યો, "ગુરુજી, આપ કહો છો તે બરાબર છે. અમારૂં કુળ બહુ ઉંચું છે, પિતા પણુ મહાન છે. પરંતુ તમે જે કહ્યું કે 'વિષ્ણુનું તારે શું પ્રયોજન છે?' એ ઠીક નથી, કારણુ કે આપણા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ભગવાન વિષ્ણુથી જ ઉત્પન્ન થાય છે. વળી, આપ જે કૃત્યાની વાત કહી તે કૃત્યા મને શું કરી શકવાની છે? કારણુ કે

**कः केन हन्यते जन्तुर्जन्तुः कः केन रक्ष्यते ।**
**हन्ति रक्षति चैवात्मा ह्यसत्साधु समाचरन् ॥**

કાણુ કોને હણે છે, ને કોણુ કોનું રક્ષણુ કરે છે ? પોતેજ અસત્કાર્યોથી પોતાને હણે છે, અને સત્યકાર્યોથી રક્ષે છે !"

આ સાંભળીને પુરોહિતોનો મિજાજ હાથમાં રહ્યો નહિ. તેમણે એક અતિ ભયંકર કૃત્યા નિર્માણુ કરી પ્રહ્લાદ તરફ ફેંકી. કૃત્યાએ ત્રિશૂળ વડે પ્રહ્લાદની છાતીમાં જોરથી પ્રહાર કર્યો, પણુ પ્રહ્લાદની છાતીમાં વાગતાંજ ત્રિશૂળના સો ટુકડા થઇ ગયા ! આથી વકરાયલી વાઘણુ જેવી કૃત્યા ક્રોધમાં પાછી ફરી અને પુરોહિતોનો નાશ કરી પોતે પણુ નાશ પામી. પુરોહિતોને કૃત્યાથી મરાતા અને બળતા જોઇને "ભગવાન, બચાવો, બચાવો" એમ દયાર્દ્ર હૃદયે પ્રહ્લાદ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા. આખરે ભગવદ્ભક્ત પ્રહ્લાદના સ્પર્શથી તેઓ પાછા જીવતા થયા અને તેમણે તેને આશીર્વાદ આપ્યા.

કૃત્યાની થયેલી અપમાનકારક સ્થિતિની વાત જાણીને હિરણ્યકશિપુએ પુત્રને બોલાવી તેના અદ્ભુત પ્રભાવનું કારણુ પૂછ્યું. તેના ઉત્તરમાં પ્રહ્લાદે નમ્રતાપૂર્વક જણાવ્યું: " તાત, ભગવદ્ભક્તમાં આવો પ્રભાવ તો સામાન્ય રીતે હોઇ શકે છે. એ ભક્તિનોજ પ્રભાવ છે, મારૂં કે મંત્રનું એમાં કાંઇ નથી."

પછી અત્યંત ક્રોધમાં આવી હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પહાડની ટોચેથી નીચે ગબડાવવા માટે સેવકોને આજ્ઞા આપી. સેવકોએ તેમ કર્યું, પણુ પૃથ્વીમાતાએ પ્રહ્લાદને પોતાના ખોળામાં લેઇ લીધો જેથી તેને લગાર પણુ આંચ આવી નહિ. પછી દૈત્યરાજે શંબર રાક્ષસને પ્રહ્લાદના વિનાશ માટે પ્રેર્યો. તેણે પોતાની અનેક માયાઓ પ્રહ્લાદપર અજમાવી પણુ ભગવાને મોકલેલા સુદર્શનચક્રે તે સર્વનો સંહાર કરી નાંખ્યો. પછી હિરણ્યકશિપુએ પોતાની પાસેથી શોષક વાયુને છોડ્યો. આ ઠંડો તીણો પવન પ્રહ્લાદના શરીરમાં જોરથી ફુંકાવા લાગ્યો, પણુ વિષ્ણુભગવાને તેના દેહમાં રહી વાયુનું પાન કરી લીધું.

આખરે, પ્રહ્લાદને શુક્રાચાર્યનું નીતિશાસ્ત્ર શીખવા માટે ફરીથી ગુરુને ઘેર મોકલવામાં આવ્યો. ત્યાં બરાબર શીખી રહ્યો એટલે હિરણ્ય-

કશિપુની પાસે તેને લાવવામાં આવ્યો. તેણે પુત્રને પૂછયુંઃ " હે પ્રહ્લાદ, કહો જોઇએ, રાજાએ અરિ મિત્ર ને મધ્યસ્થ સાથે કેવી રીતે વર્તવું જોઇએ ? રાજાએ પોતાના મંત્રી, જાસૂસ અને દાસજનો સાથે કેવો વ્યવહાર રાખવો જોઇએ ? રાજાએ પ્રજાનો પ્રેમ મેળવવા શા શા ઉપાયો લેવા ? ચોર લૂટારને કેમ વશમાં આણવા ?"

તેના ઉત્તરમાં પ્રહ્લાદે જણાવ્યુંઃ " પિતાજી, ગુરુજીએ શીખવાડેલું આખું નીતિશાસ્ત્ર મને આવડયું છે, તેમાં અરિ, મિત્ર, મધ્યસ્થને વશ કરવા માટે સામ, દાન, ભેદ, દંડ એ સર્વ ઉપાયો મને સારી રીતે અવગત થયા છે. પરંતુ એ સઘળું અસત્–શાસ્ત્ર છે એમ મારો મત છે. કારણ કે

**सर्वभूतात्मके तात जगन्नाथे जगन्मये ।**
**परमात्मनि गोविन्दे मित्रामित्रकथा कुतः ॥**
**त्वय्यस्ति भगवान् विष्णुर्मयि चान्यत्र चास्ति सः ।**
**यतस्ततोऽयं मित्रं मे शत्रुश्चेति पृथक् कुतः ॥**

હે તાત, ભગવાન ગોવિન્દ સર્વત્ર અને સર્વભૂતોમાં એકસરખી રીતે વ્યાપી રહેલા છે. તો પછી મિત્ર કોણ ને શત્રુ કોણ ? ભગવાન વિષ્ણુ મારામાં છે, તમારામાં છે, સર્વત્ર છે; મારે મન આ જગત્માં કોઇ શત્રુ નથી. "

પ્રહ્લાદનાં વચનો સાંભળી દૈત્યરાજના રોમેરોમમાં આગ પ્રકટી ઉઠી. તેણે પ્રહ્લાદની છાતીમા લાત મારી સેવકોને આજ્ઞા આપી કે 'આ દુષ્ટને નાગપાશથી બાંધી સમુદ્રમાં ડુબાવી દો.' દૈત્યોએ તે પ્રમાણે કરી તેનાપર પર્વતો નાંખવા માંડયા. પરંતુ આવી સ્થિતિમાં પ્રહ્લાદે એકાગ્રચિત્તે વિશ્વના આદિકારણ ભગવાન વિષ્ણુના અભેદનું ચિંતન કર્યું. આ ધ્યાનમાં તે એટલા બધા એકતાર થઈ ગયા કે તેમને પોતાના દેહનું પણ ભાન રહ્યું નહિ. આ ભાવનાયોગથી વિશુદ્ધ થયેલા અંતઃકરણમાં સાક્ષાત્ પ્રકટ થયેલા વિષ્ણુભગવાને ચોતરફ પર્વતોને ખસેડી નાંખી પ્રહ્લાદને પાણીની બહાર લાવીને મૂકયા. ત્યાર

પછી પ્રહ્‌લાદને પોતાના દેહનું ભાન થયું! ભગવાન પીતાંબર પહેરીને તેની સમક્ષ ઉભા. પ્રહ્‌લાદે પ્રણામ કરી પ્રભુની સ્તુતિ કરી. તેથી પ્રસન્ન થઇ ભગવાને તેને વરદાન માગવા કહ્યું. પ્રહ્‌લાદે નમ્રભાવે નિવેદન કર્યું: " પ્રભો! આપનાં દર્શન પામ્યા પછી મારે માટે શું દુર્લભ છે? જન્મોજન્મ આપના ચરણમાં મારી અડગ ભક્તિ રહે એજ માગું છું. ભગવન્! મારા પિતાએ આપનો દ્વેષ કરી જે પાપ વહોરી લીધું છે તેની તેમને માફી આપો એમ હું ઇચ્છું છું."

" પ્રહ્‌લાદ, મારી કૃપાથી તારા સર્વ મનોરથ સિદ્ધ થશે!" એમ કહી ભગવાન અંતર્ધાન થઇ ગયા.

પછી પ્રહ્‌લાદે પિતા પાસે જઈ ચરણમાં નમસ્કાર કર્યા. દૈત્યરાજે તેને આલિંગન આપી ભીની આંખે કહ્યું: " બેટા, હજી તું જીવે છે?"

ત્યારપછી ધર્મજ્ઞ પ્રહ્‌લાદ પિતાની અને ગુરુની ભક્તિપૂર્વક સેવા કરતો. કેટલાક દિવસ પછી ભગવાને નૃસિંહરૂપ લેઇ હિરણ્યકશિપુનો વધ કર્યો. ત્યાર બાદ પ્રહ્‌લાદ ગાદીએ આવ્યા અને ઘણાં વર્ષો સુધી રાજ્ય કરી અંતે મોક્ષ પામ્યા.

---

## ૮. ભરતરાજાનું આખ્યાન.

આપણે ઉપર જણાવી ગયા કે સ્વાયંભુવ મનુને પ્રિયવ્રત અને ઉત્તાનપાદ એમ બે પુત્રો હતા. ઉત્તાનપાદની કથા ઉપર કહી છે; હવે પ્રિયવ્રતની. પ્રિયવ્રત કર્દમ ઋષિની કન્યા સાથે પરણ્યો હતો, અને તે સ્ત્રીથી તેને બે કન્યાઓ અને દશ પુત્રો ઉત્પન્ન થયા. એમાંના ત્રણ પૂર્વજન્મની સ્મૃતિવાળા હોઈ યોગપરાયણ થઈ રહ્યા અને રાજ્યતંત્રમાં ધ્યાન આપ્યું નહિ. વળી, અગ્નીધ્ર વગેરે બીજા સાત પુત્રો પિતાએ આપેલાં સાત દ્વીપોનાં રાજ્યો ભોગવવા લાગ્યા. એમાંના જંબુદ્વીપના રાજા અગ્નીધ્રને નવપુત્રો થયા, જેમાં એકનું નામ નાભિ હતું. નાભિને હિમહર્ષ અથવા ભારતવર્ષનું રાજ્ય મળ્યું. નાભિને મેરુદેવી નામની

કન્યાથી ઋષભ નામનો પુત્ર થયો. એમ કહેવાય છે કે આ ઋષભદેવને સો પુત્રો થયા, જેમાંના જ્યેષ્ઠ પુત્રનું નામ ભરત છે. ઋષભદેવે ઘણાં વર્ષો સુધી ધર્મ પ્રમાણે રાજ્ય કરીને અનેક યજ્ઞો કરી તપ આચરવા માટે અરણ્યવાસ કર્યો. તેમના પછી ભરત ગાદીએ આવ્યા. આ ભરતના નામ ઉપરથી આ દેશને ભારતવર્ષ કહેવામાં આવે છે.

ભરતરાજા પરમ ધાર્મિક તેમજ રાજ્યતંત્રમાં કુશળ હતો. તેણે પોતાનાં બાળકોની માફક પ્રજાનું રક્ષણ કરી અનેક યજ્ઞો કર્યા હતા. ઘડપણમાં રાજાએ રાજ્યની ધૂંસરી પુત્રોને ગળે વળગાડી યોગાભ્યાસ કરવા માટે શાલગ્રામ તીર્થમાં નિવાસ કર્યો. ત્યાં રહી તેણે અહિંસા, મૈત્રી, મુદિતા વગેરે ગુણોમાં તેમજ મનઃસંયમમાં પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું. તે ભગવાનનાં નામોચ્ચાર સિવાય સ્વપ્નમાં પણ બીજું કાંઇ બોલતો નહિ; ચિંતન પણ ભગવાન સિવાય બીજા કોઇનું કરતો નહિ; તેમજ ક્રિયા પણ ભગવાનને માટે સમિધ, કુશ, પુષ્પ લાવવા સિવાય બીજી કાંઈ કરતો નહિ. આ રીતે તેણે મન, વાણી અને કર્મ ત્રણેની એકતા સાધી પ્રભુચરણે અર્પણ કર્યા હતાં.

એક દિવસે યોગપરાયણ ભરત રાજા સ્નાન કરવા માટે મહાનદી પર ગયા. ત્યાં સ્નાન વગેરે ક્રિયાથી પરવારી તટ પર નિત્યકર્મ કરવા બેઠા. આ વખતે એક ગર્ભવતી હરણી પાણી પીવા માટે નદી પર આવી અને નીચી વળી પાણી પીવા લાગી. એટલામાં પાસેના જંગલમાં એક ભયંકર સિંહગર્જના સંભળાઇ, આથી અત્યંત બીધેલી હરણીએ નદીને સામે કાંઠે જવા માટે ફાળ મારી. પણ નદીનો પટ પહોળો તેમજ ફાળ ઉંચી હોવાથી તે ભયભીત થયેલી હરણીનો ગર્ભ નદીના પ્રવાહમાં નીકળી પડયો. આ બાળહરણું નદીના તરંગવાળા પ્રવાહમાં તણાવા લાગ્યું. તેના પર દયા આવવાથી ભરત મુનિએ તટપરથી ઉઠીને તેને પ્રવાહમાંથી કાઢી બ્હાર આણ્યું: ગર્ભસ્ત્રાવની પીડાથી તરતજ હરણીના પ્રાણ નીકળી ગયા. એ જોઇને રાજર્ષિએ પ્રેમપૂર્વક બાળહરણને લેઇ આશ્રમ તરફ ચાલવા માંડયું.

ભરતમુનિના આશ્રમમાં રહી હરણું ઉછરવા લાગ્યું. તે આખો દિવસ આશ્રમની આજુબાજુની ભૂમિ પર આમતેમ ચરતું અને આનંદમાં કૂદતું. ધીમે ધીમે ભરતમુનિનું મન તેનામાં એટલું બધું આસક્ત થઇ ગયું કે તેને વારંવાર પોતાની આંખે જોયા સિવાય તેમને ચેન પડતું નહિ. જેણે રાજ્યવૈભવોને લાત મારી સગાંસંબંધીઓનો સ્નેહ વિસાર્યો હતો તેને આ હરણના બચ્ચામાં આત્મસમાન મમતા બંધાઇ! જો કેટલાક વખત સુધી બચ્ચાને ન જોયું હોય તો 'શું તેને વાઘે મારી નાંખ્યું હશે? વરૂએ ફાડી ખાધું હશે? સિંહે ચીરી નાંખ્યું હશે?' એમ પોતાના મનમાં અનેક સંકલ્પ વિકલ્પો તેઓ કરતા. 'અહા! તેની નાનકડી પગલીઓથી આ આશ્રમ ભૂમિ કેવી રળીયામણી લાગે છે! તે ક્યારે અહીં આવીને પોતાનાં શીંગડાં વડે મારા હાથની ચેળ ઉતારશે? વાહ! તેના કોમળ દાંત વડે કરડેલી ઘાસ કેવી શોભી ઉઠે છે!' આવા આવા અનેક વિચારોમાં રાજાનું મન હંમેશાં ગૂંથાઇ રહેતું. આથી તેમની સમાધિ અવસ્થા છૂટી ગઇ.

કેટલાક સમય પછી ભરતમુનિનો કાળ આવી પહોંચ્યો. મરણ વખતે પણ પ્રેમપૂર્વક અશ્રુ સાથે પેલા બચ્ચા તરફજ તે જોયા કરતા અને આ મૃગભાવનામાં જ તેમણે દેહ છોડયો. આથી કરીને બીજા જન્મમાં તેઓ કાલિંજર પર્વત પર હરણરૂપે અવતર્યા. પરંતુ પોતાના પૂર્વવૃત્તાંતની સ્મૃતિ તેમના મનમાં કોતરાઈ રહેલી હતી. આથી તરતજ માનો ત્યાગ કરી તે શાલિગ્રામ તીર્થમાં આવી રહ્યા અને ઝાડ પાન ખાઇને હરણનું જીવન પૂર્ણ કર્યું.

**શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટોऽભિજાયતે** (યોગભ્રષ્ટ આદમી સારા પવિત્ર કુળમાં જન્મ પામે છે.) એ નિયમાનુસાર એક સદાચારી બ્રાહ્મણના કુળમાં હવે તેમનો જન્મ થયો. અહીં પણ તેમને પૂર્વજન્મોનું જ્ઞાન કાયમ રહ્યું હતું. ઉપનયન સંસ્કાર થયા પછી તેમને વિદ્યાધ્યયન માટે ગુરુને ઘેર મોકલવામાં આવ્યા. ત્યાં ગુરુનું ભણાવેલું તે ભણતા નહિ, શાસ્ત્રોનું અધ્યયન કરતા નહિ. જ્યારે કોઇ તેમને બહુજ

આગ્રહ કરે અથવા દબાવે ત્યારે ભાંગ્યા તુટયા શબ્દોમાં કાંઈક ઉત્તર આપી દેતા. હંમેશાં તેમનું શરીર મેલું, અને કપડાં ગંદાં રહેતાં, આથી ગામના લોકો તેમનો તિરસ્કાર અને ઉપહાસ કરતા. પરંતુ તે તો જડ કે ઉન્મત્તની માફક વર્તન કરી તે તરફ જરાયે ધ્યાન આપતા નહિ, કારણ કે તેઓ મનથી સમજતા કે લોકોનું આદરમાન યોગીને હાનિકારક છે. જે કાંઇ જાડું પાતળું સમયાનુસાર મળી રહેતું તે તે ખાઇ લેતા, નહિ તો પવનાશન (પવનનો આહાર કરનાર) થઈ જગત્‌માં વિચરતા. પિતાના મરી ગયા પછી તેમનાં ભાઇ ભોજાઇ તેમની પાસે ખેતીની રખવાળીનું કામ કરાવતા અને ટાઢું ઉન્હું ગમે તે કાંઇ ખાવા આપતા. આ રીતે જો કોઇ તેમની પાસે જબરદસ્તીથી કામ કરાવી લે તો તે કરતા, બાકી તે કદી પણ બુદ્ધિપૂર્વક કોઈ પણ કાર્યમાં ગૂંથાતા નહિ. આ રીતે નિશ્ચિંત રહેવાથી તેમનું શરીર અલમસ્ત અને મન પ્રફુલ્લ રહેતું.

એક વખતે સૌવીર દેશનો રાજા રહુગણ પાલખીમાં બેસીને ઇક્ષુમતી નદીને કિનારે કિનારે થઇ કપિલ મુનિના આશ્રમ તરફ મોક્ષધર્મ શીખવા જતો હતો. રસ્તામાં જતાં જતાં આ બ્રાહ્મણ તેમની નજરે પડયો. તેનું મજબુત રાતુંચોળ શરીર જોઇને સિપાઇઓએ તેને બોલાવી ભોઈની જગાએ પાલખી ઉપાડવામાં જોડી દીધો.

પોતાના પાપનો ક્ષય થાય છે એમ માની તેમણે પાલખી ઉપાડી ચાલવા માંડયું. પણ બીજા ભોઇઓ જલદી ચાલતા, ત્યારે ભરતજી તો ધીમે ધીમે નીચું જોઇને પગલું માંડતા. આથી ઘણીવાર પાલખી ડામાડોળ થઇ જતી. આથી પાલખી ઉભી રખાવી રાજાએ ભોઇઓને બહુ ઠપકો આપ્યો. ત્યારે તો ભોઇઓએ હાથ જોડી કહ્યું: " મહારાજ, એમાં અમારો કાંઇ વાંક નથી. પણ આ નવો આદમી જલદી ચાલતો નથી." રાજાએ ભરતને પણ ખૂબ ઠપકાર્યા.

પછી પાલખી આગળ ચાલી. પણ ભરતે તો પોતાની ચાલ પ્રમાણે જ ચાલવા માંડયું. આથી ગુસ્સે થઈ રાજાએ કહ્યું: " અલ્યા જાડીયા, શું એટલામાંજ તું થાકી ગયો ? દેખાય છે તો મોટો લાંબો પહોળો,

પણ આટલો બોજો ઉઠાવી શકતો નથી? આટલો તાતો હોઇ તું કામથી કેમ ડરે છે?"

તેના ઉત્તરમાં ભરતે જણાવ્યું: "હું કાંઇ જાડો નથી, લાંબો પહોળો નથી; થાકી ગયો નથી; મેં તમારો બોજો ઉઠાવ્યો નથી."

રાજાએ ગુસ્સે થઈ કહ્યું: "અરે મૂઢ! તું જાણી બુજીને જૂઠું બોલે છે? તું જાડો દેખાય છે, છતાં તું કહે છે હું જાડો નથી; આ પાલખી તું લે છે, છતાં કહે છે કે હું બોજો ઉઠાવતો નથી; તને મહેનત પડે છે છતાં કહે છે કે હું થાક્યો નથી?"

ભરતે કહ્યું: "તમે 'જાણી બુજીને' એમ કહો છો, પણ આપે જે કાંઇ જાણ્યું હોય તે કહો જોઇએ. આપ જાણતા હશો કે મેં પાલખી ઉપાડી છે તેથી તેનો ભાર મને લાગતો હશે. પણ એ વાત કેવળ જૂઠી છે. આ બે પગ પૃથ્વીને અડકે છે, તેના પર ધડ રાખેલું છે; ધડ પર ખાંધ અને ખાંધ ઉપર પાલખીનો ડાંડો મૂકેલો છે. તો તમે જે કહો છો કે 'તારા પર પાલખી છે' એ વાત શી રીતે સાચી મનાય? ખરી રીતે તો મારા પર કોઇ જાતનું વજન નથી. વળી, રાજન્, પાલખીમાં બેઠેલા દેહને તમે તમારો દેહ માનતા હશો! તમે પાલખીમાં છો ને હું પગે ઉભો છું એ ઉભય મિથ્યા છે. આત્મા એક છે, તેમાં કદી વધઘટ કે નાશ થતો નથી; અને એમ છે તો તમે મને મોટો જાડો શી રીતે કહ્યો? તમારામાં ને મારામાં ભેદજ કયાં છે? જે પંચ મહાભૂતોનું બનેલું તમારૂં શરીર છે, તેવુંજ પંચ મહાભૂતોનું બનેલું આ શરીર છે. હું, તું, તે એ સઘળી એકજ વસ્તુ છે, જુદી જુદી નહિ. વિચાર કરતાં જણાશે કે જે નામ તથા ગુણને લીધે મારા તમારાનો ભેદ પડે છે તે નામગુણ મિથ્યા છે. દાખલા તરીકે, જેને હાલ તમે પાલખી કહો છો તે પહેલાં એક ઝાડ હતું. તે ઝાડને કાપી છોલી પાલખીના રૂપમાં બનાવ્યું. અર્થાત્ નામરૂપ મિથ્યા છે. આત્માને કાંઈ નામ નથી, ગુણ નથી, રૂપ નથી."

આ બધું સાંભળતાં રાજા રહુગણ પાલખીમાંથી ઉતરી ભરતજીને

પગે પડી કહેવા લાગ્યોઃ "ભગવન્, માફ કરો. જડરૂપધારી આપ કોણ છો અને આપના આગમનનું કારણ શું છે તે કહો."

ભરતઃ—હું કોણ છું એ શી રીતે કહી શકાય? જીભ કહે છે હું છું, પણ હું કાંઈ જીભ નથી. વાણી કહે છે હું છું, પણ હું કાંઇ વાણી નથી. દેહ માને છે કે હું છું, પણ હું દેહ નથી. આ રીતે દેહ, ઇંદ્રિયો વગેરેને શી રીતે 'હું' કહી શકાય? વળી, આત્માને પણ 'હું' કહી શકાય નહિ, કારણકે બધા દેહોમાં એકજ આત્મા વ્યાપેલો છે. જો એ જુદા આત્મા હોય, તો આ હું અને આ પેલો એમ કહી શકાય. અર્થાત્ હું કોણ છું એ શી રીતે કહી શકું? વળી, મારા આગમનના કારણનો પ્રશ્ન પણ અયોગ્ય છે, કારણ કે ધર્માધર્મથી ઉત્પન્ન થતાં સુખદુઃખનો ઉપભોગ કરવા માટે પ્રાણી માત્રને આવવું અને જવું પડે છે!

રાજા—ભગવન્! આપે પરમાર્થનાં જે વચનો કહ્યાં છે તે સાંભળીને મારૂં મન ચકડોળે ચઢે છે. હું ભગવાન કપિલ પાસે મોક્ષધર્મનો બોધ લેવા જતો હતો, પણ હવે હું માનું છું કે આપ જ અહીં કપિલ રૂપે પધાર્યા છો. માટે માણસનું શ્રેય શું છે તે સમજાવો હું આપને પ્રણામ કરૂં છું.

ભરત—રાજન, તમે શ્રેય પૂછો છો કે પરમાર્થ પૂછો છો? ધન સંપત્તિની ઇચ્છાથી દેવતાઓની આરાધના કરવી એ એક જાતનું શ્રેય છે. સ્વર્ગાદિ લોકનું ફળ આપનાર જે યજ્ઞકર્મો તે પણ એક શ્રેય છે. યોગયુક્ત થઈ આત્માનું ધ્યાન કરવું એ પણ એક શ્રેય છે. વળી, પરમાત્મા સાથે સંયોગ પામવો એ પણ એક શ્રેય છે. આ રીતે અનેક જાતનાં શ્રેયો હોઇ શકે છે, પણ તે સઘળાં 'પરમાર્થ' ન કહેવાય; કારણ કે જો ધન સંપત્તિને આપણે પરમાર્થ માનીએ તો ધર્મ પ્રાપ્ત કરવામાં આપણે શા માટે ધનનો વ્યય કરવો જોઇએ? જો યજ્ઞકર્મોને પરમાર્થ માનીએ તો સમિધ કુશ ઘી વગેરે વિનાશી દ્રવ્યોથી અવિનાશી પરમાર્થ કેવી રીતે સિદ્ધ થઈ શકે? તેમજ, યજ્ઞકર્મોથી મેળવેલા સ્વર્ગાદિ લોકમાં શુભ કર્મોનાં ફળ ભોગવી મનુષ્ય પાછો નીચે આવે છેઃ **ક્ષીણે પુણ્યે**

**मर्त्यलोकं विशन्ति.** વળી, આત્માના ધ્યાનને પણ પરમાર્થ કહી શકાય નહિ, કારણકે એમાં ધ્યાતા, ધ્યાન, ધ્યેય એમ ભેદ રહે છે અને પરમાર્થ તો ભેદરહિત છે. તેમજ જો આત્મા અને પરમાત્માના સંયોગને તમે પરમાર્થ કહેતા હોય તો તે પણ પરમાર્થ નથી, કારણ કે એક દ્રવ્યનું બીજા દ્રવ્ય સાથે તાદાત્મ્ય હોઇ શકે નહિ. તેથી આ સઘળાં શ્રેય છે એ વાત ખરી, પણ પરમાર્થ નથી. પરમાર્થ તો

> **एको व्यापी समः शुद्धो निर्गुणः प्रकृतेः परः ।**
> **जन्मवृद्ध्यादिरहित आत्मा सर्वगतोऽव्ययः ॥**
> **तस्याऽऽत्मपरदेहेषु सतोऽप्येकमयं हि यत् ।**
> **विज्ञानं परमार्थोऽसौ द्वैतिनोऽतत्त्वदर्शिनः ॥**

અર્થાત્ એક, શુદ્ધ, નિર્ગુણ, જન્મવૃદ્ધિરહિત, અવ્યય, પ્રકૃતિથી પર એવો આત્મા સર્વત્ર વ્યાપક છે, તથા તે સર્વ દેહોમાં એક હોઈ સરખી રીતે વ્યાપેલો છે એ જ્ઞાન હોવું તેજ પરમાર્થ; દ્વૈત જોનારા અજ્ઞાનીઓ છે.

ત્યાર બાદ ભરતે નીચે આપેલો ઋભુનિદાઘસંવાદ દૃષ્ટાન્ત તરીકે કહી બતાવ્યો. તે સાંભળીને રાજાની ભેદદૃષ્ટિ નષ્ટ થઇ અને તેને પરમાર્થનો બોધ થયો, અને અંતે ભરતની માફક તેનો પણ મોક્ષ થયો.

---

## ૯. ઋભુ નિદાઘ સંવાદ.

બ્રહ્માજીને ઋભુ નામે એક પુત્ર હતો. તેને સ્વયં તત્ત્વજ્ઞાન સ્ફુરેલું હતું. પુલસ્ત્યનો પુત્ર નિદાઘ તેનો શિષ્ય થયો. પુલસ્ત્યે દેવિકા નદીને કાંઠે અતિસમૃદ્ધ અને રમણીય વીરનગર નામનું શહેર વસાવ્યું. ત્યાં નિદાઘ યોગાધ્યયન કરતો રહેવા લાગ્યો. એક હજાર દિવ્ય વર્ષો વીત્યા પછી પોતાના શિષ્ય નિદાઘને મળવા માટે ઋભુ તેના ગામમાં આવ્યા

અને બપોરે તેના દ્વાર આગળ ઉભા. નિદાઘે તેમને માન દઇ અંદર બોલાવ્યા તથા અર્ઘ્યપાદ્ય આસન આપી ભોજન કરવા બેસાડયા.

ઋભુઃ—હે વિપ્રવર્ય, તમારા ઘરમાં જે અન્ન જમવાનું છે તે કેવું છે તે જણાવો, કારણકે ખરાબ અન્ન તો અમને ભાવતું નથી.

નિદાઘઃ—હે દ્વિજશ્રેષ્ઠ! ભાત, સાથવો, વડાં, માલપૂવા એમાંથી આપને જે ભાવે તે યથેષ્ટ જમજો.

ઋભુઃ—આ બધું તો ખરાબ અન્ન કહેવાય. અમને તો ગળ્યો મિષ્ટ ખોરાક જોઇએ. માટે શેવો, દૂધપાક, શીખંડ એવું એવું બનાવો.

નિદાઘઃ—(પોતાની સ્ત્રીને) દેવિ! ઘરમાં જે કાંઇ મિષ્ટ વસ્તુઓ હોય તે બનાવો.

પછી ધણીની આજ્ઞા પ્રમાણે નિદાઘની સ્ત્રીએ મિષ્ટ પદાર્થો બનાવીને ઋભુને જમાડયા. જમી ઉઠયા પછી નિદાઘે પૂછયું:–'ભગવન્! આપ બરાબર તૃપ્ત થયા? આપનું મન હવે સંતુષ્ટ થયું? આપનું નિવાસસ્થાન ક્યાં અને આપ ક્યાં જવા ધારો છો? આપનું અત્રે પધારવું કેમ થયું તે કૃપા કરી જણાવો.'

ઋભુઃ—હે બ્રાહ્મણ, જેને ક્ષુધા હોય તેને ખાધાથી તૃપ્તિ થાય, પણ મને તો ક્ષુધા એ નથી અને તૃપ્તિ એ નથી. ક્ષુધા તૃષા એ બધા દેહના ધર્મો છે, મારાં નહિ, તેથી ક્ષુધા નહિ હોવાને લીધે મને તો સદૈવ તૃપ્તિ જ છે. સ્વસ્થતા, સંતોષ એ ચિત્તના ધર્મો છે માટે ચિત્તને પૂછો. આ પુરુષ તો આકાશની માફક સર્વવ્યાપી છે તો તેને ક્યાં રહો છો, ક્યાંથી આવ્યા, ક્યાં જાઓ છો એ બધા પ્રશ્ન નિરુપયોગી છે. મેં તો મિષ્ટ અમિષ્ટ ખોરાક વિષે પૂછીને તમારા ભેદાભેદ જ્ઞાનની પરીક્ષા કરી છે.

નિદાઘઃ—ભગવન્! પ્રસન્ન થાઓ. મારા હિતાર્થે અહીં પધારેલા આપ કોણ છો? આપનાં આ વચનો સાંભળી મારો મોહ નષ્ટ થયો છે.

ઋભુઃ—વત્સ, હું ઋભુ, તારો આચાર્ય છું, તને જ્ઞાન આપવા

માટે હું અહીં આવેલો છું. માટે આટલું હૃદયમાં સ્થિર રાખ: 'આખું જગત્ એ એકરૂપ, ભેદરહિત અને પરમાત્મા વાસુદેવનું સ્વરૂપ છે.'

નિદાઘ:—ભગવન્! આપે આ જ્ઞાન આપી ખરેખર મારા પર ઉપકાર કર્યો છે.

ત્યારબાદ નિદાઘે અત્યંત ભક્તિપૂર્વક ઋભુની પૂજા અર્ચના કરીને તેમને વિદાય કર્યા.

વળી, બીજાં એક હજાર વર્ષ પછી નિદાઘને જ્ઞાન આપવા માટે ઋભુ તેજ નગરમાં ફરી આવી પહોંચ્યા. તે વખતે પોતાના મોટા સૈન્ય સાથે નગરનો રાજા દરવાજામાં પેસતો હતો, તેથી ગામ બહાર લોકોની મેદનીથી દૂર, હાથમાં સમિધ દર્ભ વગેરે લેઇને ક્ષુધાથી પીડાતો નિદાઘ ઉભો હતો. તેની પાસે આવીને ઋભુએ કહ્યું: "દ્વિજ! કેમ આમ એકાન્તમાં ઉભા છો?"

નિદાઘ:—"હે વિપ્ર! આ રાજા નગરમાં પ્રવેશ કરે છે તેથી લોકોની ઠઠ જામેલી છે. તેથી હું અહીં અલગ ઉભો રહ્યો છું.

ઋભુ:—રાજા કોણ અને લોકો કોણ?

નિદાઘ:—આ જે હાથી પર બેઠો છે તે રાજા અને બાકીના બધા લોકો.

ઋભુ:—મને સ્પષ્ટ સમજાવો. હાથી કોણ અને રાજા કોણ?

નિદાઘ:—નીચે છે તે હાથી અને તેના ઉપર બેઠેલો રાજા.

ઋભુ:—મને સમજણ પડે તેમ સમજાવો. નીચે એટલે શું, ઉપર એટલે શું?

નિદાઘ:—(ઋભુના ઉપર બેસી જઇને) જુઓ, રાજાની માફક હું ઉપર છું, અને તમે હાથીની માફક નીચે છો.

ઋભુ:—જો તું રાજાની માફક છે અને હું હાથીની માફક છું, તો કહે જોઇએ, તું કોણ અને હું કોણ?

નિદાઘ:—(તરતજ પગે પડીને) ભગવન્, આપ તો મારા આચાર્ય

ઋભુ લાગો છો ! આપના સિવાય બીજા કોઈના અંતરમાં અદ્વૈતનું આટલું બધું જ્ઞાન ન હોઈ શકે.

ઋભુઃ—વત્સ નિદાઘ, પહેલાં તેં મારી સેવા કરી હતી, તેથી પ્રસન્ન થઇને હું તને ફરીથી ઉપદેશ આપવા આવ્યો છું. આટલું ધ્યાનમાં રાખ. કેવળ અદ્વૈત એજ પરમાર્થ છે, અને તેમાં હું તુંની કલ્પના આવી શકે નહિ.

આ પ્રમાણે ઉપદેશ આપીને ભગવાન ઋભુ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલતા થયા. નિદાઘને અદ્વૈતનું જ્ઞાન થવાથી તે સચરાચર જગત્‌ને આત્મરૂપ માનવા લાગ્યો અને અંતે મુક્તિ પામ્યો.

## ૧૦. સૂર્યનું અસહ્ય તેજ.

વિશ્વકર્માની પુત્રી સંજ્ઞા સાથે સૂર્યે લગ્ન કર્યું હતું, અને તેમને મનુ (શ્રાદ્ધદેવ), યમ અને યમી એમ છોકરાં થયાં. પોતાના ધણીનું તેજ સહન નહિ કરી શકવાથી સંજ્ઞાએ સૂર્યની સેવામાં છાયાને મૂકી અને પોતે તપ કરવા નીકળી પડી. સૂર્યે છાયાને સંજ્ઞા માની અને તેનાથી તેને શનૈશ્ચર, સાવર્ણિ મનુ અને તપતી એમ ત્રણ છોકરાં થયાં. એક વખતે જ્યારે છાયાએ કોપ કરી યમને શાપ આપ્યો, ત્યારે 'આ સંજ્ઞા નથી' એમ યમ તથા સૂર્યને નિશ્ચયપૂર્વક લાગ્યું.

પછી, સૂર્યે પોતાની યોગદૃષ્ટિ વડે, અરણ્યમાં બેસી અશ્વરૂપે તપ કરતી સંજ્ઞાને જોઇ. તેથી સૂર્યે પણ ઘોડાનું રૂપ ધારણ કર્યું અને તેનાથી તેણે બે અશ્વિનિકુમારો અને રેવંતને ઉત્પન્ન કર્યા. ત્યારબાદ સૂર્ય સંજ્ઞાને પાછી ઘેર લાવ્યો. આ વખતે વિશ્વકર્માએ સૂર્યને સરાણ ઉપર ચઢાવી તેનું અસહ્ય તેજ કાપી નાંખ્યું, ફક્ત આઠમો અવિનાશી ભાગ જ કાયમ રાખ્યો. વિશ્વકર્માએ જે સૂર્યનું જાજવલ્યમાન તેજ કાપી

નાંખ્યું તે નીચે પડી ચળકવા લાગ્યું. આ તેજ વડે વિશ્વકર્માએ વિષ્ણુનું ચક્ર બનાવ્યું, તથા એ જ તેજવડે રુદ્ર વગેરે દેવોનાં ત્રિશૂલ વગેરે આયુધો વિશેષ તેજસ્વિ બન્યાં.

---

## ૧૧. યાજ્ઞવલ્કયને શુક્લયજુર્વેદની પ્રાપ્તિ થઇ.

---

બ્રહ્માની પ્રેરણાથી ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે અઠ્ઠાવીસમા દ્વાપરમાં વેદના ચાર વિભાગ કર્યા: ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. વ્યાસે ઋગ્વેદ પૈલ નામના શિષ્યને, યજુર્વેદ વૈશમ્પાયનને, સામવેદ જૈમિનિને અને અથર્વવેદ સુમન્તુને એમ ચાર વેદો ચાર શિષ્યોને ભણાવ્યા. આમાંથી વૈશંપાયને યજુર્વેદ તરુની સત્તાવીશ શાખાઓ કરીને પોતાના શિષ્યોને તે ભણાવી. આ શિષ્યોમાંથી બ્રહ્મરાતનો પુત્ર યાજ્ઞવલ્કય પરમ ધર્મજ્ઞ હોઈ સદા ગુરુસેવામાં તત્પર રહેતો.

એક વખતે બધા ઋષિઓએ મળી નિયમ કર્યો કે મહામેરુ ઉપર ઋષિઓની એક પરિષદ્ ભરવી, અને તેમાં જે કોઇ ઋષિ ન આવે તેને સાત દિવસમાં બ્રહ્મહત્યાનું પાપ લાગે. વૈશમ્પાયનથી આ નિયમ પળાયો નહિ, અને તેથી એકાએક તેમના ભાણેજને પગ અડકતાં તે મરી ગયો. આ રીતે બ્રહ્મહત્યા લાગવાથી વૈશમ્પાયને પોતાના શિષ્યોને કહ્યું:—“હે સત્‌શિષ્યો, મારી ખાતર તમે બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્તનું વ્રત આચરો.” ગુરુની આજ્ઞા સાંભળી યાજ્ઞવલ્કયે કહ્યું: “ભગવન્! આ નિસ્તેજ બ્રાહ્મણોને શામાટે નિરર્થક ત્રાસ આપવો જોઇએ. હું એકલોજ પ્રાયશ્ચિત્ત તરીકે વ્રતનું આચરણ કરીશ.”

આ અભિમાનનાં વચનો સાંભળી ગુરુ વૈશમ્પાયન ગુસ્સે થયા, અને બોલ્યા: “અરે મૂર્ખ, તું આ બ્રાહ્મણોનો તિરસ્કાર કરે છે! તેં મારી પાસેથી જે કાંઇ અધ્યયન કર્યું હોય તે પાછું લાવ. જે શિષ્ય

બ્રાહ્મણોને નિસ્તેજ કહી તેમની નિંદા કરે છે અને મારી આજ્ઞાનો આ રીતે ભંગ કરે છે તેવા શિષ્યનું મારે કાંઇ કામ નથી."

ગુરુનાં ક્રોધયુક્ત વચનો સાંભળી, યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યો:— "ભગવન્! મેં જે કાંઇ કહ્યું હતું તે ભક્તિપૂર્વક કહ્યું હતું, અભિમાનથી નહિ. એમ છતાં જે ગુરુ શિષ્યનું હૃદય પારખી શકતા નથી એવા ગુરુનું મારે પણ કાંઇ કામ નથી. માટે આપની પાસેથી જે કાંઇ હું શીખેલો તે આ રહ્યું." એમ કહી યાજ્ઞવલ્કયે રુધિરયુક્ત સાક્ષાત્ યજુર્વેદના મંત્રો વમન કરી બહાર કાઢયા. તે વખતે બીજા શિષ્યોએ તિત્તિર (તેતર) પક્ષીનું રૂપ ધારણ કરી એ વમનનું ભક્ષણ કર્યું, ત્યારથી તેઓ તૈત્તિરીય કહેવામાં આવ્યા; અને જેમણે બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત આચર્યું તેઓ ચરકાધ્વર્યુ કહેવાયા.

હવે, યાજ્ઞવલ્કયે યજુર્વેદ ભણવાની ઇચ્છાથી પ્રાણાયામ કરીને વિષ્ણુરૂપ ભગવાન સૂર્યની સ્તુતિ કરી. આથી પ્રસન્ન થઇ ભગવાન સૂર્યે અશ્વનું રૂપ ધારણ કરી; વૈશમ્પાયાનને પણ ખબર નહિ એવા અયાતયામ નામના યજુર્વેદમંત્રો ભણાવ્યા. આથી, યાજ્ઞવલ્કય પાસેથી જેઓએ યજુર્વેદનું અધ્યયન કર્યું તેઓ 'વાજિ' (અશ્વ) કહેવાયા.

---

## ૧૨. માયામોહનું આખ્યાન.

---

પૂર્વે દેવો અને દાનવો વચ્ચે એક ભયંકર યુદ્ધ થયું. આ યુદ્ધમાં દેવો હાર્યા, તેથી તેઓએ ક્ષીરસમુદ્રને ઉત્તર કિનારે જઇ તપ કરી સ્તુતિવડે ભગવાન વિષ્ણુને પ્રસન્ન કર્યા. આખરે શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરેલા અને ગરુડપર બેઠેલા ભગવાન્ વિષ્ણુ તેમના આગળ પ્રકટ થયા અને દેવોને તેમના સંકટ વિષે પૂછ્યું. દેવોએ હાથ જોડી નમ્રતાપૂર્વક જણાવ્યું: "ભગવન્! વેદમાર્ગના વિરોધી અને યજ્ઞભાગનું હરણ કરનારા દાનવોએ અમારો પરાજય કર્યો છે, માટે અમારું રક્ષણ

કરો. અમને એવો કોઇ ઉપાય સૂચવો જેથી અમે તેમને મારવાને શક્તિમાન થઇએ."

તેમના પર દયા લાવી ભગવાન વિષ્ણુએ પોતાના દેહમાંથી માયામોહ નામની શક્તિ ઉત્પન્ન કરી કહ્યું: "દેવો, આ માયામોહ બધા દૈત્યોને મોહ પમાડી તેમને વેદમાર્ગથી બહિષ્કૃત અને વધ્ય બનાવશે. માટે કોઈ પણ જાતની ભીતિ રાખ્યા સિવાય તમે પોતપોતાને સ્થાનકે જાઓ."

દેવો પોતપોતાને સ્થાને ગયા અને માયામોહ નર્મદાતટે આવ્યો. તેણે ત્યાં તપ કરતા અનેક અસુરોને જોયા. આ વખતે માયામોહે, નગ્ન અને મુંડન કરાવેલો હોઇ, મોરપિચ્છ ધારણ કર્યાં હતાં. તે અસુરોની પાસે જઇ યુક્તિપુરઃસર કહેવા લાગ્યો: "હે દૈત્યપતિઓ, આ તપ શા માટે આચરો છો તે મને જણાવો. શું આપને ઐહિક ફળની ઇચ્છા છે અગર પારલૌકિક ફળની, તે કૃપા કરી કહો."

દૈત્યોએ ઉત્તર આપ્યો: "અમે તો પારલૌકિક ફળની ઇચ્છાથી આ તપ આચરીએ છીએ. આ બાબત આપનું શું કહેવું છે?"

માયામોહે ઉત્તર આપ્યો: "જો મુક્તિ ઇચ્છતા હો તો હું કહું તે પ્રમાણે કરો. જો મારા ઉપદેશેલા ધર્મને માટે તમે યોગ્ય (અર્હ) થાઓ, અને વેદધર્મને ફગાવી દો, તો તમારે માટે મુક્તિનું દ્વાર ખુલ્લું છે. આજ ધર્મ મુક્તિને યોગ્ય (અર્હ) છે, તેનાથી વધારે સારો બીજો કોઈ ધર્મ નથી." એમ જણાવી માયામોહે તેમને 'આ ધર્મ છે, આ અધર્મ છે; આ મુક્તિ માટે છે, આ મુક્તિ માટે નથી; આ કાર્ય છે, આ અકાર્ય છે; આ પરમાર્થ છે, આ નથી' એમ અનેક પ્રકારે યુક્તિ પ્રયુક્તિથી સ્યાદ્વાદ સમજાવ્યો. આને જ પરમધર્મ માનીને દૈત્યોએ સ્વધર્મનો ત્યાગ કર્યો અને એ ધર્મને યોગ્ય (અર્હ) બન્યા તેથી તેમને **આર્હત** કહેવામાં આવે છે.

વળી, માયામોહે ભગવાં વસ્ત્રો પહેરીને તથા આંખો આંજીને બીજા અસુરો પાસે જઇ સુંદર કોમળ શબ્દોમાં કહેવા માંડયું: "હે

અસુરો, જો તમે સ્વર્ગ અગર નિર્વાણ ( મોક્ષ ) ચહાતા હો, તો આ હિંસાત્મક દુષ્ટ ધર્મ છોડી દો અને આ બધું વિજ્ઞાનમય છે એમ માનો ( **बुध्यध्वम्** ). આ જગત્ અધિષ્ઠાન વિનાનું, ભ્રાંતિજ્ઞાનમૂલક, રાગ-દ્વેષથી દૂષિત છે, એમ જાણો." આવી આવી અનેક દલીલોથી તેમને પણ સ્વધર્મનો ત્યાગ કરાવ્યો. આ લોકો **બૌદ્ધ** કહેવાયા.

આ રીતે થોડાજ વખતમાં ઘણાખરા અસુરો વેદમાર્ગનો ત્યાગ કરી પાખંડી બની ગયા. તેમાંના કેટલાક તો વેદની નિંદા કરવા લાગ્યા; કેટલાક દેવોનો તિરસ્કાર કરવા લાગ્યા; કેટલાકો બ્રાહ્મણોના યજ્ઞો પર આક્ષેપ કરવા લાગ્યા. કેટલાકો નીચે પ્રમાણે દલીલો કરવા લાગ્યા:— 'ધર્મને માટે હિંસા ઇષ્ટ છે એ કથન બુદ્ધિવિરુદ્ધ છે. અગ્નિમાં હોમેલું હવિ ફળ આપે છે એ તો બાળકો જ કહી શકે. અનેક યજ્ઞો કરીને દેવત્વ પ્રાપ્ત કરેલો ઈંદ્ર જો યજ્ઞના ભાગ તરીકે સમિધ આદિ લાકડાં ખાતો હોય, તો તો તેના કરતાં પાંદડાં ચાવતું ઢોર સારૂં. યજ્ઞમાં મારેલા પશુને સ્વર્ગપ્રાપ્તિ થાય છે એમ જો મનાતું હોય, તો પછી યજમાન પોતાના પિતાને શામાટે મારીને સ્વર્ગમાં મોકલતો નથી? જો બીજાએ ખાધેલું પોતાના મરી ગયેલા પિતૃઓને મળતું હોય, તો પ્રવાસી લોકો શા માટે પોતાની સાથે ભાથું લઈ જવાની તકલીફ ઉઠાવે? માટે યજ્ઞયાગ, શ્રાદ્ધ વગેરે મૂર્ખ લોકોની શ્રદ્ધા બેસાડવા માટે છે, એ સિવાય તેમાં બીજો કોઇ અર્થ નથી. વળી, યજ્ઞાદિનું સમર્થન કરનાર વેદો અપૌરુષેય છે એમ કહેવું નિરર્થક છે. શું વેદો આકાશ-માંથી અદ્ધર પૃથ્વી પર પડયા? માટે જે કથન યુક્તિવાળું અને બુદ્ધિમાં ઉતરી શકે તેજ ગ્રહણ કરવું.'

આ રીતે માયામોહે આ શુષ્ક તર્કવાદથી દૈત્યોની શ્રદ્ધા વેદો ઉપરથી ઉઠાડી મૂકી. કેટલાક સમય પછી દેવો અને દૈત્યો વચ્ચે ફરીથી સંગ્રામ થયો, પણ તેમાં ધર્મશ્રદ્ધાળુ દેવોએ અધાર્મિક દૈત્યોને હરાવ્યા અને માર્યા. જે જે દૈત્યો આ પંથમાં ભળ્યા તેમને વેદરૂપી વસ્ત્ર કાઢી નાંખવાથી **નગ્ન** કહેવામાં આવ્યા.



## ૧૩. રાજા શતધનુનું આખ્યાન.

પૂર્વે શતધનુ નામે રાજા થઇ ગયો છે. તેને શૈબ્યા નામની એક પત્ની હતી, તે ધર્મપરાયણ, પતિવ્રતા, વિનયી તથા સર્વગુણસંપન્ન હતી. રાજાએ પત્ની સાથે હોમ, જપ, દાન, ઉપવાસ, પૂજા, સમાધિ વગેરેથી અત્યંત ભક્તિ દર્શાવી ભગવાન વિષ્ણુને પ્રસન્ન કર્યા હતા.

એક વખતે રાજા રાણી કાર્તિકી એકાદશીને દિવસે ભાગીરથીમાં સ્નાન કરી તટ ઉપર નીકળ્યાં. એવામાં રાજાનો મિત્ર એક પાખંડી તે તરફ આવતો જણાયો. રાજાએ તેનો સત્કાર કરી બોલાવ્યો, અને તેની સાથે વાર્તાલાપ કર્યો. પણ પતિવ્રતા રાણીએ મૌન ધારણ કર્યું, અને પોતે અપવાસ કર્યો હતો, તેથી પાખંડીને જોતાં તેણે સૂર્યદેવ તરફ નજર કરી. ત્યારપછી રાજા રાણી ઘેર આવ્યાં અને ભગવાનની પૂજા અર્ચા યથાવિધિ પૂર્ણ કરી. પછી શત્રુઓને જિતીને ન્યાયપૂર્વક લાંબા વખત સુધી રાજ્ય કરીને રાજા મરણ પામ્યો. તેનું શબ ખોળામાં લેઇને પતિવ્રતા રાણી સતી થઇ.

પાખંડી સાથે વાર્તાલાપ કર્યાના દોષને લીધે રાજા બીજે જન્મે કુતરો થઇને અવતર્યો. પણ શૈબ્યા તો કાશીરાજની પુત્રી થઇ. રાણીને પોતાના પૂર્વજન્મની સ્મૃતિ બરાબર રહેલી હતી. જ્યારે કાશીરાજે તેનું લગ્ન કરવા માટે જણાવ્યું, ત્યારે તેણે રાજાને ના કહી. તેણે દિવ્ય દૃષ્ટિથી પોતાના પતિને કુતરો બનેલો જોયો. તેથી તેણે વૈદિશ નામના નગરમાં જઈ ને તેને પોતાની પાસે રાખ્યો. તેણે આપેલો સ્વાદિષ્ટ ખોરાક ખાઇને પ્રસન્ન થઇ ગેલ કરતા કૂતરાને તેણે કહ્યું:— " મહારાજ, તીર્થસ્નાન કર્યા પછી પાખંડી સાથે વાર્તાલાપ કર્યાથી આપનો અવતાર આ હલકી યોનિમાં થયો છે, શું એવું આપને સ્મરણ થતું નથી ? "

આ સાંભળીને રાજાને પોતાના પૂર્વવૃત્તાંતનું સ્મરણ થયું. આથી

અત્યંત ખેદ પામી તે ગામ બહાર ગયો અને પર્વત ઉપરથી પડતું નાખી મરણ પામ્યો. ત્યારબાદ તે રાજા શિયાળ તરીકે જન્મ્યો. આ વખતે પણ રાણીએ પોતાની દિવ્યદૃષ્ટિથી તેનો જન્મ જાણીને કોલાહલ પર્વતપર જઇ તેને મળી અને ત્યાં પણ તેને પૂર્વજન્મનું સ્મરણ કરાવ્યું. આ રીતે જ્ઞાન પામીને તેણે નિરાહાર રહી શિયાળનો દેહ છોડયો. આ રીતે વરૂ, ગીધ, કાગડો, બગલો અને મોર એ જાતિઓમાં અનુક્રમે દેહ ધારણ કરી, રાજા શતધનુ રાણીની દિવ્યદૃષ્ટિથી તેમાંથી તરત મુક્ત થઈ, આખરે જનકરાજાના પુત્ર તરીકે જન્મ્યો.

પછી રાજકન્યાએ પોતાના પિતાને લગ્ન માટે પ્રાર્થના કરી, તેથી કાશીરાજે સ્વયંવર કર્યો અને તેમાં તેણે પોતાના પૂર્વ પતિને પસંદ કર્યો. જનક રાજાના પુત્રે તેની સાથે ઘણાં વર્ષો રહી, અનેક સુખો ભોગવ્યાં, અને ધર્મ પ્રમાણે પૃથ્વીનું પાલન કર્યું. આખરે યુદ્ધમાં પ્રાણ-ત્યાગ કરી રાજા પોતાની પત્ની સાથે સ્વર્ગથી પણ પર એવા અક્ષય-લોકને પામ્યો. આ ઉપરથી એટલો બોધ લેવાનો કે **पाषण्डिनो विकर्मस्थान् वाङ्मात्रेणापि नार्चयेत्** । ( અર્થાત્, દુષ્ટ કર્મ કરનારા પાખંડીઓનો વાણી માત્રથી પણ સત્કાર કરવો ન જોઇએ. )

---

## ૧૪. રેવતી ઉપાખ્યાન.

---

શર્યાતિ રાજાને આનર્ત નામનો એક ધાર્મિક પુત્ર હતો. તેને રેવત નામનો પુત્ર થયો, જે કુશસ્થલીમાં રાજ્ય કરવા લાગ્યો. રેવત રાજાને સો છોકરાઓ હતા, જેમાં જ્યેષ્ઠ પુત્ર રૈવત ઉર્ફે કકુદ્મી હતો. તેને રેવતી નામે કન્યા હતી.

સ્વાભાવિક રીતે કન્યા એ દુ:ખનું કારણ મનાય છે. **कन्येति जाता महतीह चिन्ता कस्मै प्रदेयेति महान् वितर्कः** । અર્થાત્, કન્યા જન્મે ત્યારથી ભારે ચિંતા. વળી તે કોને આપવી એ મોટો

પ્રશ્ન થઈ પડે. માટે એક વખતે રેવત રાજા કન્યાને લેઈને ભગવાન્ બ્રહ્મદેવની પાસે ગયા. તે વખતે બ્રહ્મદેવની પાસે હાહા અને હૂહૂ નામના ગંધર્વો ગીતો ગાતા હતા અને આલાપ કરતા હતા. તે સાંભળતાં અનેક યુગો વીતી ગયા, પણ રાજાને તે એક ક્ષણની માફક લાગ્યા. ગીત પૂરૂં થતાં રાજાએ હાથ જોડી બ્રહ્માજીને પૂછયું: "મહારાજ, આ કન્યા માટે આપે કયો વર ઉત્પન્ન કર્યો છે?" તેના ઉત્તરમાં બ્રહ્માજીએ પૂછયું: "તમને કયો વર પસંદ છે?" પછી રાજાએ પોતાને પસંદ પડેલા કેટલાક વરોનાં નામો જણાવી કહ્યું: "આમાંથી આપ જે વરને કહો તેને હું મારી કન્યા આપું."

આ શબ્દો સાંભળી બ્રહ્માજીએ નીચું માથું રાખી સ્મિતપૂર્વક કહ્યું: "રાજન્, આપે જે વરોનાં નામો કહ્યાં, તેમના પુત્ર પૌત્ર પ્રપૌત્રનાં સંતાનો પણ અત્યારે પૃથ્વીપર જીવતાં નથી. અહીંઆં સંગીત સાંભળતાં તારા કેટલાયે ચતુર્યુગો વીતી ગયા. હાલમાં પૃથ્વીપર અઠ્ઠાવીસમા મનુનું ચતુર્યુગ લગભગ સમાપ્ત થવા આવ્યું છે, અને કલિયુગ આવી પહોંચ્યો છે. માટે હવે તારે એકલાએ કોઈકને આ કન્યા આપી દેવી."

આ અદ્‌ભુત વૃત્તાંત સાંભળી આશ્ચર્ય અને ભયથી રાજાએ બ્રહ્માજીને નમસ્કાર કરી ફરીથી પૂછયું: "ભગવન્, પણ હવે મારે આ કન્યા કોને આપવી તે તો કૃપા કરી મને જણાવો." તેના ઉત્તરમાં બ્રહ્માજીએ કહ્યું: "રાજન્! પ્રાણિમાત્રની ઉત્પત્તિનું કારણ જે ભગવાન વિષ્ણુ તેમણે પોતાના અંશથી પૃથ્વીપર અવતાર લીધો છે. જે તારી કુશસ્થલી નામની રમ્ય નગરી હતી તે હવે દ્વારકા થઈ છે. ત્યાં બલદેવ નામે પ્રભુનો અંશાવતાર છે તેમને તારી કન્યા આપ. બંનેનું જોડું ઠીક જામશે."

ભગવાનની આજ્ઞા માથે ચડાવી રૈવતક રાજા પૃથ્વીપર આવ્યો અને પોતાની કન્યા બલદેવને આપી. ત્યાર પછી રાજા તપ કરવા માટે હિમાલય તરફ ચાલ્યો ગયો.

---

# ૧૫. કકુત્સ્થ વૃત્તાંત.



પૂર્વે, ત્રેતાયુગમાં દેવો અને દાનવો વચ્ચે એક ભયંકર યુદ્ધ થયું. તેમાં બલવાન દાનવોએ દેવોને હરાવ્યા. તેથી દેવોએ ભગવાન વિષ્ણુને શરણે જઈ તેમને પ્રસન્ન કર્યા. ત્યારે કૃપાળુ ભગવાને કહ્યું: "હે દેવો, તમારી ઇચ્છા મેં જાણી લીધી છે. તે બાબતમાં મારું કથન સાંભળો. શશાદ* નામે રાજર્ષિનો પુત્ર પરંજય મહાક્ષત્રિય વીર છે. તેના શરીરમાં હું અંશરૂપે અવતરી સઘળા અસુરોનો સંહાર કરી નાંખીશ. માટે તમારે પરંજયની પાસે જઈ અસુરોનો વધ કરવા માટે તેમને પ્રેરણા કરવી."

ભગવાન વિષ્ણુની આજ્ઞા માથે ચઢાવી દેવો પરંજયની પાસે આવી પહોંચ્યા, અને કહેવા લાગ્યા: "હે ક્ષત્રિયવર્ય, શત્રુઓનો સંહાર કરવા અમે તત્પર થયા છીએ, તમો આપ અમને સાહાય્ય કરશો એમ અમારી પ્રાર્થના છે; અને એ પ્રાર્થના ફોગટ નહિ જાય એમ અમે ઇચ્છીએ છીએ."

પરંજયે ઉત્તર આપ્યો: દેવો, જો ત્રૈલોક્યનાથ ઇંદ્રની ખાંધપર

---

*શશાદ રાજાનો વૃત્તાન્ત આ પ્રમાણે છે: વૈવસ્વત મનુને ઇક્ષ્વાકુ નામે પુત્ર થયો. એક વખતે ઇક્ષ્વાકુ રાજાએ અષ્ટકા શ્રાદ્ધમાં પોતાના પુત્ર, વિકુક્ષિને આજ્ઞા કરી: 'પુત્ર, શ્રાદ્ધને યોગ્ય એવું તાજું માંસ લઇ આવ. પિતાની આજ્ઞા માથે ચઢાવી વિકુક્ષિ જંગલમાં ગયો અને ત્યાં અનેક પ્રાણિઓને માર્યાં. આથી તે થાકી ગયો અને ભૂખ્યો થયો. તેથી તેણે મારેલાં પ્રાણિઓમાંથી એક સસલું ખાધું. પછી બાકીનું માંસ લાવીને પિતાને આપ્યું. પરંતુ તેનાપર જલનું પ્રોક્ષણ કરતી વખતે આચાર્ય વસિષ્ઠે કહ્યું: "આ માંસ તો અપવિત્ર છે તેથી તે શ્રાદ્ધમાં નહિ ચાલે; તારા પુત્રે આમાંથી એક સસલું ખાધું છે." આથી વિકુક્ષિને 'શશાદ' (સસલું ખાનાર) એવું ઉપનામ મળ્યું. પિતાએ તેનો ત્યાગ કર્યો, પણ પિતાના મરણ પછી તે ગાદીપર આવ્યો અને ધર્મથી રાજ્ય કરવા લાગ્યો.

મને બેસાડો, તો હું તમારા શત્રુઓ સાથે યુદ્ધ કરૂં અને તમને સહાયભૂત થાઉં." તેની આવી માગણી દેવોએ તથા ઈંદ્રે પણ કબૂલ કરી.

પછી, ઈંદ્રે આખલાનું રૂપ લીધું અને રાજા પુરંજય ખૂબ આનંદથી તેની ખુંધ ઉપર બેઠો. આ વખતે ભગવાન વિષ્ણુનું તેજ તેના દેહમાં પ્રવિષ્ટ થયું અને તેથી તેણે યુદ્ધમાં સઘળા અસુરોનો ઘાણ કાઢી નાંખ્યો. આ રીતે આખલાની ખૂંધ (કકુદ્) પર બેસીને રાજાએ યુદ્ધ કર્યું તેથી તેનું નામ કકુત્સ્થ (ખૂંધપર બેસનાર) પડયું.

---

## ૧૬. માંધતાનો વૃત્તાંત.

---

કકુત્સ્થના વંશમાં પ્રસેનજિત્‌નો પુત્ર યુવનાશ્વ નામે રાજા થયો. તેને પુત્ર ન થયો, તેથી દુઃખી થઈ તે અરણ્યમાં મુનિઓના આશ્રમમાં રહેવા ગયો. ત્યાં દયાળુ ઋષિમુનિઓએ તેને માટે પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો. આ યજ્ઞ મધરાતે પૂર્ણ થતાં મંત્રેલા જળથી ભરેલો લોટો યજ્ઞવેદી પર મૂકીને ઋષિઓ નિદ્રાધીન થયા. રાત્રે રાજા યુવનાશ્વ એકાએક તરસ લાગવાથી ઉઠયો અને આશ્રમમાં આવ્યો. સૂતેલા ઋષિઓને જગાડયા સિવાય તેણે પાણી શોધવા માંડયું. એવામાં યજ્ઞવેદી પર પડેલો લોટો તેના જોવામાં આવ્યો. તરતજ લોટો ઉપાડી તેમાંનું મંત્રેલું જળ પીને રાજાએ પોતાની તરસ મટાડી. પછી તે પોતાને સ્થાનકે સુઇ ગયો.

સવારમાં મંત્રેલો લોટો ખાલી જણાતાં ઋષિઓએ પૂછપરછ કરવા માંડી. તેમણે કહ્યું: "આ મંત્રેલું જળ કોણે પીધું? આ મંત્રેલું જળ પીવાથી યુવનાશ્વ રાજાની પત્ની બળવાન અને પરાક્રમી પુત્રને જન્મ આપશે.' આ સાંભળી રાજાએ પોતાની ભૂલ કબૂલ કરી. આથી યુવનાશ્વ રાજાને ગર્ભ રહ્યો. તે ધીમે ધીમે પુષ્ટ થતાં યોગ્ય સમયે તેની જમણી કૂખમાંથી નીકળ્યો. પણ આથી રાજાનું મૃત્યુ થયું નહિ. બાળકને જોઇ મુનિઓએ કહ્યું: "આ બાળક કોને ધાવશે?"

આ વખતે ઈંદ્રે ત્યાં આવી કહ્યું: "એ બાળક મને (माम्) ધાવશે (धास्यति)." આથી રાજપુત્રનું નામ 'માંધાતા' પડયું. ઈંદ્રે પોતાની આંગળી તેના મોંમાં ઘાલી જેને તે બાળક બચબચ ધાવવા લાગ્યું. આ અમૃતને ઝરતી આંગળી ચાટીને છોકરો એક દિવસમાં જ મોટો થયો. આ માંધાતા આગળ જતાં મહાન્ ચક્રવર્તી રાજા થયો. તેણે શશબિન્દુની કન્યા બિન્દુમતી સાથે લગ્ન કર્યું અને તેનાથી તેને પુરુકુત્સ, અમ્બરીષ અને મુચકુન્દ એમ ત્રણ પુત્રો, તથા પચાસ કન્યાઓ ઉત્પન્ન થઇ.

---

## ૧૭. સૌભરિનું આખ્યાન.

---

પૂર્વે, સૌભરિ નામે એક મહર્ષિ જળમાં ઉભા રહી બાર વર્ષ સુધી તપ કરતા હતા. તે જળમાં સંમદ નામનો એક મોટો મત્સ્યાધિપતિ રહેતો હતો. તેને પુત્રો, પૌત્રો, દૌહિત્રો વગેરે સગાંવહાલાંનો મોટો પરિવાર હતો. આ સઘળો પરિવાર તેની આગળ પાછળ, છાતી, પુચ્છ, મ્હોં માથું વગેરે પર આમતેમ કૂદાકૂદ કરી હંમેશાં તેની સાથે ક્રીડા કરતો. તે મત્સ્યરાજ પણ પોતાનો મોટો પરિવાર જોઈ અત્યંત હર્ષિત થઇ તેમની સાથે ક્રીડા કરતો.

તપ કરતા સૌભરિ ઋષિએ આ મત્સ્યલીલા વારંવાર જોઇ મનમાં વિચાર કર્યો: 'વાહ! ધન્ય છે. આ મત્સ્યરાજ કેવા આનંદથી પોતાના પરિવાર સાથે ક્રીડા કરી રહ્યો છે! આપણને પણ આવો પરિવાર હોય અને તેમની સાથે આપણે પણ આવું સુખ ભોગવીએ તો કેવું સારૂં!' આ વિચાર આવતાંજ તેમણે સમાધિ દૂર મુકી અને જળમાંથી બહાર નીકળી પરણવાની ઇચ્છાથી માંધાતા રાજા પાસે આવ્યા.

ઋષિને દૂરથી જોતાંજ રાજાએ ઉઠી તેમનો સત્કાર કર્યો અને અર્ધ્યપાદ્ય તથા આસન આપી તેમની પૂજા કરી. ત્યાર પછી સૌભરિએ

કહ્યું: "નરેંદ્ર, મારે પરણવાની ઇચ્છા છે, માટે તારે ત્યાં જે પચાસ કન્યાઓ છે તેમાંથી એકાદ મને આપો. કકુત્સ્થગોત્રમાં ભિક્ષાર્થે આવેલા યાચકો વિમુખ જતા નથી."

ઋષિનું વચન સાંભળી રાજા એકાએક સ્તબ્ધ થઈ ગયો. તેમનો દેહ જર્જર થઇ ગયેલો હોવા છતાં પણ જો તેમની માગણીનો ઇનકાર કરવામાં આવે તો ઋષિ શાપ દે એ બીકથી રાજા કાંઇપણ બોલી શક્યો નહિ, કેવળ નીચું મુખ રાખીને તે વિચાર કરવા લાગ્યો.

ઋષિએ ફરીથી પૂછ્યું: "રાજન્, શો વિચાર કરો છો? મેં કાંઇ અશક્ય માગણી તો કરી નથી, તેથી તારે કન્યા તો આપવી પડશેજ; અને તારી કન્યાનું પાણિગ્રહણ કરી હું સંતુષ્ટ થાઉં તેના કરતાં તને કયો મોટો લાભ હોઇ શકે?"

શાપથી બ્હીતાં બ્હીતાં રાજાએ નમ્રપણે જવાબ આપ્યો: "ભગવન્, અમારા કુળમાં આ પ્રમાણે રિવાજ છે કે જે ઉચ્ચકુળનો વર જે કન્યાને ગમે છે તેને તે વરની સાથે પરણાવવામાં આવે છે, આપની માગણી અમારા રિવાજ કરતાં ઉલટી છે, તો આ સ્થિતિમાં અમારે શું કરવું તેનો હું વિચાર કરૂં છું."

આ પ્રમાણે રાજાનાં વચનો સાંભળી તે મનમાં વિચાર કરવા લાગ્યા: 'ઠીક, આપણી માગણીનો ઇનકાર કરવાનો આ ઠીક ઉપાય રાજાએ શોધી કાઢ્યો છે. આ ઋષિમહારાજ વૃદ્ધ છે, એમને સ્ત્રીઓ :અને તેમાં યે કન્યાઓ તો શાની જ પસંદ કરે? એમ વિચાર કરીને રાજાએ આવો ઉત્તર આપ્યો લાગે છે. ઠીક, તેની ઇચ્છા પ્રમાણે થવા દો.' એમ વિચાર કરી ઋષિએ માંધાતાને કહ્યું: "રાજન, જો આપના કુળનો રિવાજ એવોજ હોય તો મને તારી કન્યાઓના અંતઃપુરમાં લેઇ જા; અને જો કોઇ કન્યા મને પસંદ કરશે, તો હું તેની સાથે પરણીશ. નહિ તો, આપણે એ વાત ફરીથી ઉપાડીશું નહિ."

પછી ઋષિથી બ્હીતાં બ્હીતાં માંધાતાએ અંતઃપુરના દ્વારપાળને બોલાવ્યો અને ઋષિને અંતઃપુરમાં લેઈ જવા માટે તેને આજ્ઞા આપી.

અંતઃપુરમાં પેસતાંજ ઋષિએ પોતાનું વૃદ્ધ જર્જરરૂપ કાઢી નાંખી મનુષ્યો, ગન્ધર્વ, સિદ્ધોથી પણ વિશેષ મનોહર રૂપ ધારણ કર્યું. અંતઃપુરમાં ઋષિને લેઇ જઇ દ્વારપાળે કન્યાઓને કહ્યું: "આ બ્રહ્મર્ષિ પરણવા માટે અત્રે આવેલા છે. આપના પિતા રાજાજીએ કહાવ્યું છે કે જે કોઇ કન્યા ઋષિજીને વરશે, તેની પસંદગીની આડે હું આવનાર નથી."

આ સાંભળીને ઋષિના રૂપથી મોહિત થયેલી સઘળી કન્યાઓ તેમને વરવા માટે પડાપડી કરવા લાગી. આ જોઇ દ્વારપાળે રાજા પાસે જઈ સઘળી હકીકત નિવેદન કરી. એ સાંભળીને રાજા, 'આ શું આશ્ચર્ય? મેં શું કહ્યું? આ શું થયું!' એમ ચિંતા કરવા લાગ્યો. પણ હવે બીજો ઉપાય રહ્યો નહોતો, તેથી તેણે કમને પણ કન્યાઓની પસંદગી કબૂલ રાખી.

આ રીતે સઘળી કન્યાઓ સાથે વિવાહ કરીને ઋષિ તેમની સાથે પોતાને આશ્રમે આવ્યા. પછી ઋષિએ વિશ્વકર્માને બોલાવી હુકમ કર્યો કે આ દરેક કન્યા માટે એકેક જુદો જુદો વિશાળ પ્રાસાદ બનાવો અને તેમાં આહાર વિહાર શય્યા આસન વગેરે સુખભોગની સઘળી સામગ્રી તૈયાર રાખવી. વળી મહેલની આજુબાજુ વિશાળ બાગ રાખવો જેમાં અનેક સુપુષ્પિત વૃક્ષો અને લતાઓ તથા મનોહર કિલકિલાટ કરે તેવાં પક્ષીઓ તથા ઝરાઓ, સ્નાનગૃહો વગેરે હોઇ શકે. ઋષિની આજ્ઞા પ્રમાણે થોડા વખતમાંજ એ સઘળા મહેલો તૈયાર થઇ ગયા. વળી, તેમની આજ્ઞાથી તે પ્રત્યેક મહેલમાં નંદ નામનો મહાનિધિ વાસ કરવા લાગ્યો. આ રીતે સઘળી કન્યાઓ અત્યંત સુખચેનથી રહેવા લાગી.

એક દિવસે, માંધાતા રાજાને પોતાની પુત્રીઓ સુખી છે કે દુઃખી તે જોવાનું મન થયું, તેથી તે મહર્ષિના આશ્રમમાં આવી પહોંચ્યા, અને ત્યાં તેમણે ચળકતા સ્ફાટિકના બનેલા હોય તેવા મહેલોની હાર જોઈ. તેથી એક મહેલમાં પેસીને રાજા પોતાની પુત્રીને આનંદથી મળ્યો અને સ્નેહનાં આંસુઓ વહેવડાવતો બોલ્યો: "બેટા, અહીં તને

સુખ છે કે દુઃખ? શું મહર્ષિ તારા પર સ્નેહ રાખે છે? અથવા આપણું ઘર તારે સંભારવું પડે છે?"

તેના ઉત્તરમાં પુત્રીએ કહ્યું: "પિતાજી, અહીં તો મહેલ અત્યંત રમણીય છે. તેનો બાગ પણ તેવોજ રમણીય છે. બાગમાં આવેલાં જળાશયોમાં પ્રફુલ્લ કમળો ખીલેલાં જ રહે છે, અને પક્ષીઓનો મધુર કિલકિલાટ કર્ણને અત્યંત આનંદ આપે છે. ખાન, પાન, તેલ, અભ્યંગ, વસ્ત્ર, આભૂષણો, કોમળ શય્યાઓ વગેરે સુખની સામગ્રી જોઇએ તેવી છે. અહીં કોઇપણ જાતની ઉણપ નથી. એમ હોવા છતાં પણ, પિતાજી, જન્મભૂમિ તો કોનાથી ભૂલાય? આપની કૃપાથી મને સર્વ પ્રકારનું સુખ છે, દુઃખમાત્ર એટલું જ છે કે અમારા ભર્તા મારા ઘરમાંથી બહાર નીકળતા જ નથી; મારા તરફ અત્યંત પ્રેમ રાખી તે અહીંજ રહે છે, મારી બ્હેનોને ત્યાં ભુલ્લે જતા જ નથી. આ રીતે મારી બ્હેનો દુઃખી છે એજ મને દુઃખનું કારણ છે."

અહીંથી રજા લેઈ રાજા બીજા મહેલમાં ગયો અને પુત્રીને ભેટી તેના સુખના સમાચાર પૂછ્યા. તેણે પણ પહેલી છોકરીના માફક પોતાની ભોગસામગ્રીનું આનંદથી વર્ણન આપ્યું, અને છેવટે જણાવ્યું કે મને એકજ દુઃખનું કારણ છે અને તે એમ કે અમારા ભર્તા મારા મહેલની બહાર જતા જ નથી, આથી મારી બ્હેનો દુઃખી થઈ રહે છે. આ પ્રમાણે રાજાએ પ્રત્યેક મહેલમાં જઇ પોતાની પુત્રીઓને સુખદુઃખના સમાચાર પૂછ્યા, અને પ્રત્યેક મહેલમાંથી તેને લગભગ એક જ ઉત્તર મળ્યો. આથી આનંદાશ્ચર્યમાં આવી તે એકાંતમાં બેઠેલા સૌભરિ ઋષિ પાસે ગયો અને તેમની પૂજા કરી બોલ્યો: "ભગવન્, આપનો સિદ્ધિપ્રભાવ જોયો. આવો પ્રભાવ અને આવી સુખસામગ્રી હજુ કોઇ ઠેકાણે મેં જોયાં નથી. તપશ્ચર્યાનું ફળ કેટલું બધું છે તે મેં આજ પ્રત્યક્ષ જોયું." પછી રાજા કેટલોક વખત મહર્ષિની સાથે રહ્યો અને પછી પોતાના રાજ્યમાં પાછો ગયો.

કેટલાક સમય પછી આ રાજકન્યાઓને દોઢસો પુત્રો થયા. ઋષિનો પ્રેમ દિન પ્રતિદિન વૃદ્ધિંગત થતો હતો, તેમ તેમ તેમની મમતા પણ દૃઢ થતી ગઇ. ' આ બાળકો ઘૂંટણીયાં ભરે, કાલુ કાલુ બોલે; અરે, તેઓ યૌવનમાં આવે તો ઠીક. અરે, તેમને પરણાવી પછી નિવૃત્ત થાઉં ! અરે, તેમનાં છોકરાંને લાડ લડાવું તો ઠીક થાય !' આવા આવા અનેક મનોરથો દિન પ્રતિદિન તે કરવા લાગ્યા. અંતે એક દિવસે તેઓ વિચારવા લાગ્યાઃ " અહા ! મને કેટલો બધો મોહ ઉત્પન્ન થયો ! મારી કામનાઓનો અંતજ આવતો નથી. મનોરથોની જાળમાં લપટાયલું મારૂં અભાગીયું ચિત્ત પરમાત્મા પર ચોંટવાનું મૂકી વિષયભોગોમાં આસક્ત રહે છે ! સઘળા દોષો સંગથીજ ઉત્પન્ન થાય છે ! મત્સ્યના સંગથી મને પરણવાનો અને પુત્રપૌત્રાદિ ઉત્પન્ન કરવાનો મોહ જન્મ્યો ! **बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति** અર્થાત્ ઇંદ્રિયોનો સમૂહ એટલો બળવાન છે કે તે વિદ્વાન માણસને પણ ઉંધે રસ્તે ખેંચી જાય છે. ખરેખર મેં મારૂં બધું જ ખોઈ નાખ્યું છે ! અરેરે હું લૂંટાયો ! મારી સમાધિ નષ્ટ થઇ, મારી પરમાત્મભક્તિ ધૂળ મળી, મારો વૈરાગ્ય સૂકાઇ ગયો ! ખરેખર, મોહ રૂપી મહામગરે મને પકડી લીધો છે. હવે રાગદ્વેષથી મલિન થયેલા આ હૃદયને માટે કયો ઉપાય હોઇ શકે ? માત્ર એક જ ઉપાય છે અને તે એ કે આ સર્વ માયાજાળને તોડી ફોડી દૂર ફેંકી દઈ સર્વેશ્વર ભગવાન વિષ્ણુનેજ શરણે જવું. "

આ પ્રમાણે નિર્વેદ આવવાથી સૌભરિ ઋષિ પુત્રપૌત્ર, ગૃહસુખ, ભોગ, સંપત્તિ એ સર્વ છોડીને પોતાની પત્નીઓ સાથે વાનપ્રસ્થ થયા. ત્યાં પણ તપસ્વિને યોગ્ય સઘળાં કર્મો કરતાં પાપો ધોઇ નાંખીને, પરિપક્વ ચિત્તવૃત્તિ થતાં પંચાગ્નિ પોતાનામાં રાખીને સંન્યાસ ગ્રહણ કર્યો. બ્રહ્માર્પણ કરીને તે નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત થઇને શાશ્વત પદને પામ્યા.

# ૧૮. સગર રાજાનું આખ્યાન.

માંધતાનો એક પુત્ર પુરુકુત્સ હતો, તે નર્મદા સાથે પરણ્યો હતો. તેને ગંધર્વોની સત્તા નીચે કચડાતા નાગ લોકોએ પોતાને સાહાય્ય કરવા માટે પ્રાર્થના કરી, ત્યારે ભગવાનની શક્તિથી તેજસ્વી બનેલા તે રાજાએ રસાતલમાં જઇ ગંધર્વોનો નાશ કર્યો અને નાગ લોકોને છોડાવ્યા. એ પ્રખ્યાત વંશમાં સત્યવ્રત નામનો એક રાજા થઇ ગયો છે, જેને પાછળથી ત્રિશંકુ એમ ઉપનામ મળ્યું તથા જે ચાંડાલતાને પામ્યો હતો. એક વખતે, બાર વર્ષ પર્યંત અનાવૃષ્ટિ રહી, તે સમયે વિશ્વામિત્રનાં સ્ત્રી-પુત્રોનું પોષણ કરવા માટે તે હંમેશાં ગંગાતીરે ન્યગ્રોધના ઝાડે મૃગ માંસ બાંધી જતો. આથી પ્રસન્ન થઇ વિશ્વામિત્રે તેને સદેહે સ્વર્ગમાં મોકલ્યો હતો. તેના વંશમાં બાહુ નામે રાજા થયો છે, જે હૈહય તાલજંઘ વગેરે લોકોથી હાર પામી પોતાની સગર્ભા રાણી સાથે વનમાં ગયો. આ ગર્ભવતી રાણીને ગર્ભપતન ન થાય અને ગર્ભ સ્થિર રહે તે માટે ગર (વિષ) આપવામાં આવ્યું. તેથી તેનો ગર્ભ સાત વર્ષ પર્યંત તેના ઉદરમાં રહ્યો. વખત જતાં બાહુ રાજા વૃદ્ધાવસ્થાને લીધે ઔર્વ ઋષિના આશ્રમ નજીક મરણ પામ્યો.

રાજાના મરણ પછી સગર્ભા રાણીએ ચિતા રચી સતી થવાનો નિશ્ચય કર્યો. એવામાં ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણનાર ભગવાન ઔર્વ પોતાના આશ્રમમાંથી નીકળ્યા અને રાણીને અટકાવી કહ્યું: " રાણીજી, દુરાગ્રહ છોડી દો. તમારા ઉદરમાં અખિલ ભૂમંડલપતિ, અનેક યજ્ઞ કરનાર, શત્રુને સંહારનાર, મહા પરાક્રમી, ચક્રવર્તી બાળક રહેલું છે. માટે સતી થવાનું સાહસ કરશો નહિ. " ઋષિના આગ્રહથી રાણી સતી થતી અટકી અને ઋષિની સાથે તેમના આશ્રમમાં ગઇ.

કેટલાક દિવસ પછી રાણીએ પેલા ગરથી તેજસ્વી બનેલા પુત્રને જન્મ આપ્યો. આથી ઔર્વ ઋષિએ તેના જાતકર્માદિ સંસ્કારો કર્યા

પછી તેનું **સગર** (ગર સહિત) એવું નામ પાડયું. પછી, ઉપનયન સંસ્કાર કર્યા બાદ ઋષિએ તેને વેદ, શાસ્ત્રો તથા આગ્નેયાસ્ત્ર ભણાવ્યાં. જ્યારે તે બાળક સમજણો થયો ત્યારે માને પૂછવા લાગ્યોઃ "માતા, આપણે અહીં ક્યાંથી? મારા પિતા કોણ? તે ક્યાં છે?" તેના ઉત્તરમાં માએ અથેતિ સઘળો ઇતિહાસ કહ્યો. એ સાંભળીને કુમારે રોષમાં આવી જઈ શત્રુઓનો નાશ કરવાની પ્રતિજ્ઞા કરી અને આખરે હૈહયોને માર્યા. વળી, તેના તેજસ્વી અસ્ત્રથી ત્રાસીને શક, યવન, કામ્બોજ, પારદ, પહ્લવ વગેરે લોકો તેના કુલગુરુ વસિષ્ઠને શરણે ગયા. આથી વસિષ્ઠે સગરને વિજ્ઞપ્તિ કરીઃ "વત્સ, આ શરણે આવેલા અર્થાત્ જીવતા મરેલાઓને માર નહિ. તારી પ્રતિજ્ઞાનું પાલન કરવા માટેજ મેં તેમને તેમના ધર્મ પ્રમાણે દ્વિજસંગનો પરિત્યાગ કરાવ્યો છે." ગુરુનું વચન મસ્તક પર ચઢાવી સગરે તેમને જીવતા રાખ્યા, પરંતુ તેમનો વેષપલટો કર્યોઃ યવનોને બોડીયા તથા અર્ધામુંડેલા રાખ્યા, શક લોકોને લાંબા વાળ રખાવ્યા, પારદો તથા પહ્લવોને દાઢીવાળા તથા સ્વાધ્યાય રહિત એવા ક્ષત્રિયો બનાવ્યા. નિજ ધર્મ છોડવાને લીધે બ્રાહ્મણોથી તિરસ્કાર પામેલા આ લોકો મ્લેચ્છો કહેવાયા. પછી સગરે રાજધાનીમાં આવી અસ્ખલિતપણે સાતે દ્વીપો સહિત પૃથ્વીનું રાજ્ય ચલાવ્યું.

સગરને બે પત્નીઓ હતી, એક કશ્યપદુહિતા સુમતિ અને બીજી વિદર્ભરાજતનયા કેશિની. તેમને સંતાન થવા માટે ભગવાન ઔર્વને પ્રાર્થના કરતાં તેમણે ધ્યાનસ્થ થઇ વરદાન આપ્યુંઃ 'એક પત્ની એકજ પુત્રને જન્મ આપે જે વંશનો વિસ્તાર કરશે, અને બીજી સાઠ હજાર પુત્રોને જન્મ આપે. જેને જે વરદાન જોઇએ તે પસંદ કરી લે." આ સાંભળી કેશિનીએ એક પુત્રનું વરદાન લીધું. આ રીતે થોડાક વખતમાં કેશિનીને અસમંજસ્ નામનો પુત્ર થયો જેને આગળ જતાં અંશુમાન્ નામે પુત્ર થયો. સુમતિને સાઠ હજાર પુત્રો થયા.

અસમંજસ્ બાળપણમાંથી જ દુષ્ટ વર્તનવાળો નીકળ્યો. તેથી સગર રાજાએ ધાર્યું કે મોટો થતાં તે સારો નીવડશે. છતાં મોટી ઉમરે

પણ તેના વર્તનમાં સુધારો થયો નહિ. તેથી પિતાએ તેનો ત્યાગ કર્યો. બીજા સાઠ હજાર પુત્રોનું વર્તન પણ અસમંજસના જેવુંજ નીવડયું.

દુષ્ટવર્તનવાળા સગરપુત્રોએ યજ્ઞાદિ માર્ગોનો ઉચ્છેદ કરવા માંડયો. તેથી ગભરાઇને દેવો પુરુષોત્તમના અંશરૂપ, દોષ રહિત અને સકલ વિદ્યાસાગર એવા કપિલ ઋષિ પાસે જઇ પ્રાર્થના કરવા લાગ્યાઃ "હે ભગવન્, સગર રાજાના સાઠ હજાર પુત્રો અસમંજસનું અનુકરણ કરી દુષ્ટ બન્યા છે. હવે જગતનું શું થશે તેવી અમને ભારે ચિંતા થાય છે. માટે આપને અમે વિનંતી કરીએ છીએ કે એ દુષ્ટોથી જગતનું રક્ષણ કરો. આપનો અવતાર પણ દુષ્ટોના સંહાર માટેજ છે."

દેવોની પ્રાર્થના સાંભળી ભગવાન કપિલે તેમને સાંત્વન આપી કહ્યું: "દેવો, તમે ગભરાઓ નહિ. થોડાજ દિવસમાં તેમનો અંત આવી જશે."

આ અરસામાં સગર રાજાએ અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો. યજ્ઞના અશ્વની પાછળ રક્ષકો તરીકે તેણે પોતાના સાઠ હજાર પુત્રોને મોકલ્યા. એક વખતે તેમની નજર ચુકાવીને કોઇક એ અશ્વને ઉપાડી ગયો અને પૃથ્વીની અંદર ઉતરી પાતાળમાં લેઇ ગયો. આ રીતે અશ્વ ખોવાયાથી સગર-પુત્રોએ તેને માટે ભારે શોધ કરવા માંડી. આખરે ઘોડાની ખરીઓ જોતા જોતા તેઓ એક સ્થળે આવ્યા, જ્યાં ખરીઓ અદૃસ્ય થઈ હતી. આ સ્થળે તેમણે ખંતપૂર્વક ખોદવા માંડયું. આ રીતે અત્યંત ઉંડું ખોદીને તેઓ પાતાળમાં પહોંચ્યા તો ત્યાં આમ તેમ ચરતો પોતાનો ઘોડો તેમણે જોયો. ઘોડાને લેઇ તેમણે ચોતરફ નજર કરી તો તેમણે પાસેની એક પર્ણકુટીમાં બેઠેલા, નિરભ્ર આકાશમાં પ્રકાશતા સૂર્યની માફક અત્યંત તેજસ્વી એવા કપિલ ઋષિને જોયા. તેમને જોતાંજ હથીઆરો ઉંચાં કરીને સગરપુત્રો બૂમો પાડતા તેમના તરફ દોડયાઃ "મારો, મારો. આજ દુષ્ટે આપણો ઘોડો ચોરી લીધેલો છે. એણેજ આપણા યજ્ઞમાં વિઘ્ન નાંખ્યું છે. એને મારો, મારો." આ કોલાહલ સાંભળી ભગવાન કપિલે પોતાનાં નેત્ર સહેજ ખોલ્યાં અને તેમના તરફ જોયું. જોતાં જ

એ સાઠ હજાર પુત્રો પોતાનાજ શરીરમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે ભસ્મીભૂત થઇ ગયા.

જ્યારે સગરે જાણ્યું કે પોતાના પુત્રો અને તેમનું સઘળું લશ્કર મહર્ષિ કપિલના તેજથી ભસ્મીભૂત થઇ ગયાં છે, ત્યારે ઘોડાને પાછો લાવવા માટે તેણે અસમંજસના પુત્ર અંશુમાનને મોકલ્યો. પોતાના કાકાઓએ ખોદેલા માર્ગે ઉતરી તે કપિલ ઋષિના આશ્રમ આગળ આવ્યો, અને ભક્તિપૂર્વક નમસ્કાર કરી તેણે મહર્ષિને પ્રસન્ન કર્યા. ત્યારે કપિલે કહ્યું: “ વત્સ, આ તારો ઘોડો લેઈ જા, અને તારા દાદાનો યજ્ઞ પૂર્ણ કર. હું તારા પર પ્રસન્ન થયો છું, માટે કાંઇક વરદાન માગ. ”

ત્યારે, હાથ જોડીને અંશુમાને કહ્યું. “ મહારાજ, મારા કાકાઓ જે આપના શાપથી નષ્ટ થયેલા છે તેમની દુર્ગતિ થશે એમ મને લાગે છે. માટે તેમની કોઇ પણ રીતે સદ્ગતિ થાય એવું વરદાન મને આપો.” તેની પ્રાર્થના સાંભળી કપિલ ઋષિએ કહ્યું: “ વત્સ, તારો પૌત્ર ભગવતી ગંગાને સ્વર્ગમાંથી પૃથ્વી પર ઉતારશે, અને તેના પવિત્ર જળથી પાવન થઈ તારા કાકાઓ સ્વર્ગમાં જશે. વિષ્ણુપાદોદકી મંદાકિનીના જળમાં એટલું બધુ માહાત્મ્ય ભરેલું છે ! ”

આ પ્રમાણે વરદાન લેઈ અંશુમાન કપિલ ઋષિને નમસ્કાર કરી તથા અશ્વને સાથે લેઈ સગરના યજ્ઞમાં આવી પહોંચ્યો. ત્યાર બાદ સગરે પોતાનો અશ્વમેધ પૂર્ણ કર્યો.

## ૧૯. કલ્માષપાદ રાજાનો વૃત્તાંત.

અંશુમાનને દિલીપ નામે પુત્ર થયો અને દિલીપને ભગીરથ થયો. ભગીરથે ઘણાજ કષ્ટપૂર્વક તપસ્યા કરી ગંગાને પ્રસન્ન કરી તેમને સ્વર્ગમાંથી પૃથ્વી પર ઉતાર્યાં; ત્યારથી ગંગાનું નામ ભાગીરથી પડ્યું. ગંગાના જળથી પવિત્ર થયેલા સગરપુત્રો સ્વર્ગમાં ગયા.

ભગીરથના વંશમાં મિત્રસહ નામનો એક રાજા થયો. તે એક વખતે શિકાર કરવા નીકળેલો એક અરણ્યમાં આવી પહોંચ્યો. આ અરણ્યમાં બે વાઘ રહેતા હતા, જેમણે જંગલનાં સઘળાં હરણોને મારી નાંખ્યાં હતાં. રાજાએ પોતાના બાણથી એક વાઘનો પ્રાણ લીધો; પણ મરણ પામતાંજ એ વાઘે એક ભયંકર રાક્ષસનું રૂપ લીધું. બીજો વાઘ પણ "જોઇ લે, હમણાં તને સ્વાદ ચખાડું છું," એમ બોલી ત્યાંથી અંતર્ધાન થઈ ગયો.

કેટલાક વખત પછી મિત્રસહ રાજાએ એક યજ્ઞ કર્યો. યજ્ઞ વિધિ સંપૂર્ણ થતાં આચાર્ય વસિષ્ઠ બહાર નીકળ્યા. એવામાં પેલો રાક્ષસ વસિષ્ઠનું રૂપ લઇને રાજા પાસે આવી કહેવા લાગ્યો: "આજ મારે માટે માંસનું ભોજન તૈયાર કરજો. થોડીવારમાં હું પાછો આવું છું." તરતજ વેપ પલટીને પેલો રાક્ષસ રસોઇયાના વેષમાં રાજા પાસે ઉપસ્થિત થયો, અને રાજાએ તેને માંસ રાંધવાની આજ્ઞા કરી. થોડીવારમાં તે રાક્ષસ મનુષ્યમાંસ રાંધીને સુવર્ણપાત્રમાં રાખી રાજા પાસે આવ્યો. એવામાં વસિષ્ઠ પણ ત્યાં આવી પહોંચ્યા. તેથી રાજાએ માંસની થાળી વસિષ્ઠને નિવેદન કરી. તે મનમાં વિચાર કરવા લાગ્યા: 'અહો! આ રાજા કેટલો દુષ્ટ છે કે અમને તે માંસાહાર કરાવવા માંગે છે! વળી આ કયી જાતનું માંસ છે?' આ પ્રમાણે વિચાર કરી ધ્યાનપૂર્વક જોતાં થાળીમાં નરમાંસ છે એમ તેમનો નિશ્ચય થયો. આથી એકાએક ક્રોધમાં આવી ઋષિએ રાજાને શાપ આપ્યો: "તેં જાણતાં છતાં પણ અમારા જેવા તપસ્વિઓને અભોજ્ય એવું નરમાંસ અર્પણ કર્યું છે, માટે તું નરમાંસભક્ષી રાક્ષસ થઇશ."

આ સાંભળી રાજાએ કહ્યું: "ભગવન્, આપેજ મને થોડા વખત પહેલાં કહ્યું હતું કે આજે મારે માટે માંસનું ભોજન તૈયાર કરજો!" "શું મ્હેંજ તને કહ્યું હતું?" એમ બોલી વિસ્મય પામી ઋષિ ફરીથી ધ્યાનસ્થ થયા. સમાધિમાં તેમને અહીં બનેલો સર્વ વૃત્તાંત વિદિત થયો, તેથી રાજાપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી તેમણે જણાવ્યું: "રાજન્,

મારો શાપ તો નિવૃત્ત થશે નહિ, પણ તું બાર વર્ષ પર્યંત નરમાંસ ભક્ષણ કરીશ."

પોતે નિરપરાધી હોવા છતાં પણ ઋષિએ અવિચારથી શાપ આપ્યો તેથી અત્યંત ક્રુદ્ધ થઇને રાજા પણ હાથમાં જળ લઇને વસિષ્ઠ ઋષિને શાપ આપવા પ્રવૃત્ત થયો. પણ એવામાં તેની રાણી મદયન્તી ત્યાં આવી પહોંચી અને તેણે રાજાને વારી કહ્યું: "મહારાજ, વસિષ્ઠજી તો આપણા ગુરુ કહેવાય. એ કુલદેવતાને શાપ આપવો યોગ્ય નથી. માટે શાંત થાઓ!" રાણીની વિજ્ઞપ્તિથી શાંત થઈ રાજાએ વરસાદ અને અનાજનું રક્ષણ થાય તે માટે શાપનું જળ આકાશમાં અગર પૃથ્વીપર ન નાખતાં પોતાના પગ ઉપર નાંખ્યું. આથી તેના પગની ચામડી બળી ગઇ અને તેના પગ કાળા (કલ્માષ) પડી ગયા. તેથી રાજાનું નામ કલ્માષપાદ પડ્યું.

વસિષ્ઠના શાપથી કલ્માષપાદ રાજા છઠ્ઠે વર્ષે રાક્ષસ બન્યો અને જંગલમાં રખડતાં અનેક મનુષ્યોનું ભક્ષણ કરતો. એક વખતે તેણે બ્રાહ્મણ–બ્રાહ્મણીનું એક જોડું ક્રીડા કરતું જોયું. તેથી તે તેમના તરફ ગયો. તે દંપતીએ રાજાને દૂરથી આવતો જોઇને નાસવા માંડ્યું. પણ રાજાએ તેમની પાછળ દોડી બ્રાહ્મણને પકડ્યો. બ્રાહ્મણીએ રાજાને નમ્રતાથી કહ્યું: "રાજન્, આપ તો ઇક્ષ્વાકુ કુલશિરોમણી મહારાજ મિત્રસહ છો, કાંઇ રાક્ષસ નથી. માટે પ્રસન્ન થાઓ. આપ સ્ત્રીધર્મ સમજો છો, તેથી કહું છું કે પતિના સમાગમથી હું કૃતાર્થ થઇ નથી, તે પહેલાં મારા ધણીને મારશો નહિ."

આ પ્રમાણે અત્યંત કરુણ પ્રાર્થના કર્યા છતાં પણ રાજાના રાક્ષસ–હૃદયમાં દયાનો સંચાર થયો નહિ. તેણે તો જેમ વાઘ બકરાને ફાડી ખાય તેમ બ્રાહ્મણને ફાડી ખાધો. આથી અત્યંત કોપાન્વિત થયેલી બ્રાહ્મણીએ રાજાને શાપ આપ્યો: "પતિસમાગમમાં વિઘ્ન નાંખી ત્હેં મને અતૃપ્ત રાખી છે અને મારા પતિનું ભક્ષણ કર્યું છે, તો હું તને

શાપ આપું છું કે તું પણ તારી સ્ત્રી સાથે ભોગ કરતાં મરણ પામીશ." આ રીતે શાપ આપી બ્રાહ્મણી ચિતા ખડકી સતી થઇ.

બાર વર્ષ પૂર્ણ થતાં વસિષ્ઠ ઋષિના શાપની નિવૃત્તિ થઇ તેથી રાજા ઘેર આવ્યો. તેને કામવાસના ઉત્પન્ન થતાં મદયન્તી રાણીએ બ્રાહ્મણીના શાપનું તેને સ્મરણ કરાવ્યું. આથી તેણે સ્ત્રીસંભોગનો ત્યાગ કર્યો. નિઃસંતાન રાજાએ વસિષ્ઠજીને પ્રાર્થના કરતાં તેમણે મદયન્તી રાણીને ગર્ભાધાન કર્યું. આ ગર્ભ સાત વર્ષ સુધી બહાર નીકળ્યો નહિ તેથી રાણીએ એ ગર્ભને પત્થરપર પછાડ્યો, તેમાંથી પુત્ર ઉત્પન્ન થયો. તેનું અસ્મક એવું નામ પાડવામાં આવ્યું. આ અસ્મક રાજાના વંશમાં, આગળ જતાં, દશરથ અને રામ ઉત્પન્ન થયા; તેમની સંપૂર્ણ કથા **રામાયણ**માં મળી આવે છે.

## ૨૦. નિમિરાજાનો વૃત્તાંત.

ઇક્ષ્વાકુ રાજાનો પુત્ર નિમિ હતો. તેણે એક હજાર વર્ષ સુધી ચાલે એવો મોટો યજ્ઞ આરંભ્યો અને તેમાં વસિષ્ઠની હોતા તરીકે વરણી કરી. ત્યારે વસિષ્ઠે કહ્યું: " ઇંદ્રે પાંચસો વર્ષ માટે મારી વરણી કરેલી છે. માટે પાંચસો વર્ષ પછી ઇંદ્રના યજ્ઞમાંથી આવી તારો ઋત્વિજ બનીશ." આના ઉત્તરમાં રાજા કાંઇ પણ બોલ્યો નહિ, તેથી 'રાજાએ કબુલ કર્યું છે' એમ ધારી વસિષ્ઠ ઇંદ્રનો યજ્ઞ કરવા ગયા.

પાંચસો વર્ષ પછી ઇંદ્રનો યજ્ઞ સંપૂર્ણ થતાં નિમિનો યજ્ઞ કરાવવા માટે વસિષ્ઠ ઋષિ ઉતાવળા ઉતાવળા આવ્યા. પણ ત્યાં આવીને તો તેમણે ગૌતમને હોતાનું કાર્ય કરતા જોયા, તેથી ક્રુદ્ધ થઈ તેમણે રાજાને શાપ આપ્યો: " મને ના કહ્યા વિના એણે ગૌતમને આ કાર્ય સોંપ્યું, તેથી તેનો દેહ પડી જશે." આ શાપની વાત જાણીને રાજાએ પણ વસિષ્ઠને શાપ દીધો: " મારી સાથે વાતચિત કર્યા વિના મારા અજ્ઞા-

છુતાં આ દુષ્ટ ગુરુએ મને શાપ દીધો, તેથી તેનો દેહ પણ પડી જશે." આ પ્રમાણે શ્રાપ આપી નિમિએ દેહનો ત્યાગ કર્યો. રાજાના શાપથી વસિષ્ઠનો દેહ પણ છૂટી ગયો અને તેમનું તેજ મિત્રાવરુણ દેવોના તેજમાં ભળી ગયું. એક વખતે ઉર્વશીને જોતાં મિત્રાવરુણને કામવિકાર પેદા થયો, તેથી તેમનાથી વસિષ્ઠને બીજો દેહ પ્રાપ્ત થયો.

નિમિનું મનોહર શરીર તેલ તથા સુગંધિ પદાર્થોના ઉપચારો વડે એવુંને એવુંજ રહ્યું, અને જાણે કે તે હમણાં મરી ગયું છે એમ હંમેશાં લાગતું. યજ્ઞની સમાપ્તિ થતાં પોતાનો ભાગ લેવા માટે આવેલા દેવોને વિનંતી કરી ઋત્વિજોએ કહ્યું: "હે દેવો, યજમાનને વરદાન આપો." પછી દેવોએ નિમિને વરદાન આપવા કબૂલ કર્યું. તેથી નિમિએ કહ્યું: "હે દેવો! આપ તો સંસારનાં સર્વ દુઃખોનો સંહાર કરનારા છો. જગત્‌માં એવું એક પણ દુઃખ નથી જે શરીર અને આત્માના વિયોગના જેટલું હોય! માટે હું સઘળા લોકોનાં નેત્રો ઉપર રહું એમ ઇચ્છું છું. મારે ફરીથી શરીર ધારણ કરવું નથી." તેની પ્રાર્થના સાંભળી દેવોએ પ્રાણિમાત્રનાં નેત્રો પર તેની સ્થાપના કરી. તેથીજ પ્રાણિમાત્ર આંખના ઉન્મેષનિમેષ (પલકારા) કરી શકે છે.

નિમિ રાજાને સંતાન ન હતું, તેથી અરાજકતા ન ફેલાય એ હેતુથી મુનિઓએ તેના શરીરનું મથન કર્યું, તેમાંથી એક પુત્ર ઉત્પન્ન થયો તેનું નામ જનક પડયું. જનક રાજાના કુળમાં સીરધ્વજ નામે એક રાજા થયો છે. તે પુત્રની ઇચ્છાથી યજ્ઞભૂમિ ખેડતો હતો, તેવામાં હળ આગળથી સીતા નામની પુત્રી ઉત્પન્ન થઇ. સીરધ્વજને કુશધ્વજ નામનો ભાઇ હતો તે સાંકાશ્ય પ્રદેશનો અધિપતિ હતો.

---

## ૨૧. બુધનો જન્મ.

---

ભગવાન નારાયણના નાભિકમલમાંથી ઉત્પન્ન થયેલા અને સર્વ જગત્‌ના સ્રષ્ટા ભગવાન બ્રહ્માને અત્રિ નામનો એક પુત્ર હતો; તેને

સોમ નામે પુત્ર થયો. બ્રહ્માજીએ સોમને સર્વ ઔષધિ, તારાઓ અને નક્ષત્રોનો અધિપતિ બનાવ્યો. એક વખતે સોમે રાજસૂય યજ્ઞ કર્યો. પોતાના ઉત્કૃષ્ટ પ્રભાવને લીધે, તથા ઉચ્ચ આધિપત્યને લીધે સોમને મદ ઉત્પન્ન થયો; અને આ રીતે મદાંધ બનીને તેણે દેવતાઓના ગુરુ બૃહસ્પતિની પત્ની તારાનું અપહરણ કર્યું. બૃહસ્પતિએ બ્રહ્માજીને આ બાબતની ખબર કરી, અને બ્રહ્માએ તથા સઘળા દેવોએ તારાને પાછી આપી દેવા માટે સોમને આગ્રહપૂર્વક કહ્યું. પણ સોમે સર્વની અવગણના કરી. વળી, દૈત્યોના ગુરુ શુક્રાચાર્યને દેવગુરુ બૃહસ્પતિ સાથે દ્વેષ હોવાથી તેમણે સોમની પીઠ થાબડી તેનો પક્ષ લીધો; અને જ્યાં શુક્રાચાર્ય ત્યાં સર્વે દૈત્યો ભળ્યા. આથી ક્રોધે ભરાઇ ભગવાન રુદ્રદેવે બૃહસ્પતિનો પક્ષ લીધો. તેમજ ઇંદ્ર પણ પોતાનું સઘળું સૈન્ય લેઇ બૃહસ્પતિની કુમકમાં આવ્યા. આ રીતે તારાના અપહરણની બાબતમાં દેવો અને દાનવોની વચ્ચે ભયંકર સંગ્રામ શરૂ થયો. દેવોએ દાનવો ઉપર અને દાનવોએ દેવો ઉપર પોતાનાં શસ્ત્રાસ્ત્રો ક્રોધપૂર્વક ફેંકવા માંડયાં. દેવદાનવોના આ તુમુલ યુદ્ધથી ભયભીત થયેલું સમગ્ર જગત્ આખરે બ્રહ્માને શરણે ગયું.

પછી, બ્રહ્માજીએ ત્યાં આવી શુક્રાચાર્યને તેમજ રુદ્રને, દાનવોને તેમજ દેવોને સમજાવી યુદ્ધમાંથી અટકાવ્યા અને સોમ પાસેથી બૃહસ્પતિને તારા પાછી અપાવી. પરંતુ તારાને ગર્ભિણી જોઇને બૃહસ્પતિએ કહ્યું: " અન્યના બીજનો ગર્ભ તારા ઉદરમાં ન જોઇએ, માટે તે કાઢી નાંખ." પતિની આજ્ઞાથી પતિવ્રતા તારાએ ઘાસની ગંજીમાં ગર્ભ કાઢી નાંખ્યો. પરંતુ આ ગર્ભ એટલો બધો તેજસ્વી હતો કે તેના તેજથી દેવતાઓનાં તેજ પણ ઝાંખાં પડી ગયાં. વળી, આવા અત્યંત મનોહર અને દેદીપ્યમાન બાળકને જોઇને બૃહસ્પતિને તેમજ સોમને તેના તરફ મમતા થઇ. બંનેની સાથે થયેલી ઇચ્છા જોઇને કદાચ ફરીથી યુદ્ધનો પ્રસંગ બનશે એવી બ્હીકથી દેવોએ તારાને પૂછયું: " બ્હેન, સાચું કહેજે, આ કોનો પુત્ર છે? આ સોમનો પુત્ર છે કે બૃહસ્પ-

તિનો ?" આમ વારંવાર પૂછ્યા છતાં પણ તારા શરમથી નીચું જોઈ રહી અને તેણે મ્હોમાંથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. જ્યારે દેવોનો અત્યંત આગ્રહ થયા છતાં તેણે કાંઈ પણ ઉત્તર ન આપ્યો, ત્યારે તે બાળકજ તેને શાપ દેવાને તૈયાર થયો: "અરે દુષ્ટા, શા માટે મારા પિતાનું નામ નથી કહેતી ? આ તારી ખોટી શરમને માટે હમણાં તને શિક્ષા કરૂં છું, જેથી ફરીથી કોઈ પણ સ્ત્રી આવો ઢોંગ કરી મૂગી ન રહે !"

આ શબ્દો સાંભળી બ્રહ્માજીએ પાસે આવી કુમારને અટકાવ્યો અને જાતેજ તારાને ધીમેથી પૂછ્યું: "દીકરી, આ પુત્ર કોનો છે, સોમનો કે બૃહસ્પતિનો ?" શરમની મારી તારાએ મહા મહેનતે ઉત્તર આપ્યો: "સોમનો." આ ઉત્તરથી ઉલ્લાસમાં આવી સોમે પુત્રને આલિંગન આપી કહ્યું: "કુમાર, શાબાશ છે: તું ડાહ્યો લાગે છે." આ રીતે પુત્ર ડાહ્યો હોવાથી તેનું નામ 'બુધ' (ડાહ્યો) પાડવામાં આવ્યું.

## ૨૭. પુરૂરવાનું આખ્યાન.

સોમના પુત્ર બુધે ઇલા નામની મનોહર કન્યાનું પાણિગ્રહણ કર્યું અને તેનાથી તેને પુરૂરવા નામનો પુત્ર થયો. આ પુરૂરવા અત્યંત દાનેશ્વરી, તેજસ્વી, સત્યવાદી અને યજ્ઞયાગ કરનારો હતો. આ વખતે સ્વર્ગની અપ્સરા ઉર્વશીને મિત્રાવરુણના શાપથી કેટલોક વખત મર્ત્યલોકમાં રહેવાનું હતું. તેણે એક વખતે પુરૂરવાને જોયો અને તેના રૂપથી તે મુગ્ધ બની ગઇ. આથી તરતજ તે સ્વર્ગીય સુંદરી તરીકેનું પોતાનું અભિમાન છોડીને રાજા પાસે આવી. રાજા પણ તેનું દિવ્ય સુકોમળ અને સર્વાતિશાયી લાવણ્ય જોઇને તેના તરફ આકર્ષાયો. આ રીતે ઉભયનો ચક્ષૂરાગ જામ્યો.

પછી રાજાએ પ્રથમ અભ્યર્થના કરી કહ્યું: "હે સ્વર્ગીય સુંદરિ !

મારૂં હૃદય આપના તરફ આકર્ષાય છે. તો પ્રસન્ન થઇ મારા પ્રેમનું પાત્ર બનો." પોતાને ઈષ્ટ એવાં વચનો સાંભળીને ઉર્વશીએ શૃંગાર-લજ્જાથી મસ્તક નમાવી દઇ ધીમેથી કહ્યું: "રાજન! આપનો પ્રેમ મારા પર ઢળ્યો છે એ જાણી મારૂં સૌંદર્ય કૃતાર્થ થયું માનું છું. હું આપના પ્રેમામૃતનું પાન કરવા ઉત્સુક છું એ કહેવાની જરૂર નથી. પરંતુ આપે મારી કેટલીક શરતો કબુલ કરવી જોઇએ."

રાજા પુરૂરવાએ તેની શરતો કબૂલ કરવાની તત્પરતા બતાવી. પછી ઉર્વશીએ કહ્યું: "જુઓ, મારી પાસે ઘેટાનાં બે બચ્ચાં છે, તે મને પુત્ર સમાન વહાલાં છે. તેમને મારી પથારી પાસેથી જરા પણ ખસેડવાં નહિ. બીજી શરત એ કે આપે નગ્નાવસ્થામાં મારી દૃષ્ટિ આગળ આવવું નહિ; અને ત્રીજી શરત એ કે હું ઘી સિવાય બીજો કોઈ આહાર કરતી નથી, તેમાં તમારે વિઘ્ન કરવું નહિ." રાજાએ આ સઘળી શરતો કબૂલ કરી.

પછી રાજાએ અલકા નગરી, ચૈત્રરથ ઉપવન, માનસ સરોવર વગેરે અનેક રમણીય સ્થળોમાં તથા પુષ્પકુંજોમાં ઉર્વશી સાથે આનંદ ભોગવતાં ભોગવતાં સાઠ હજાર વર્ષો વીતાવ્યાં! પરસ્પર ક્રીડા કરતાં ઉભયની કામનાઓ એટલી વધતી જતી હતી કે ઉર્વશી સ્વર્ગને અને રાજા પોતાની રાજધાનીને પણ ભૂલી ગયાં. દરમ્યાનમાં અપ્સરાઓ અને સિદ્ધગન્ધર્વોને સ્વર્ગલોક ઉર્વશી વિના સૂનો લાગવા માંડયો હતો. તેથી ઉર્વશીને પાછી સ્વર્ગમાં લાવવા માટે તેઓ ઉપાય શોધવા લાગ્યા. આ વખતે વિશ્વાવસુ નામનો ગંધર્વ જે ઉર્વશી અને પુરૂરવાની શરતો જાણતો હતો તેણે એક વખતે રાત્રે આવી ઉર્વશીના એક ઘેટાનું અપહરણ કર્યું. આકાશમાં ઉંચે લેઇ જતાં જતાં ઘેટાએ બેં બેં કરી બરાડવા માંડયું. તેનો અવાજ સાંભળી ઉર્વશી બોલી ઉઠી: "મારા પુત્રને કોઇક લેઇ જાય છે. હું કોને શરણે જાઉં?" રાજાએ ઉર્વશીનાં વચનો સાંભળ્યાં પણ પોતે નગ્ન હતો તેથી તે ઉઠયો નહિ. જ્યારે ગંધર્વો બીજા ઘેટાનું અપહરણ કરી આકાશ માર્ગે લેઇ જવા મંડયા, ત્યારે

ફરીથી તેનો અવાજ સાંભળી ઉર્વશી આર્તસ્વરે બોલી ઉઠી: “ અરેરે ! હું અનાથ છું ! મેં બાવલાનો આશ્રય લીધો છે ! હવે હું કોને શરણે જાઉં ? ” આ કટુ વચનો સાંભળી રાજા ક્રોધમાં આવી એકદમ ઉઠયો અને અન્ધકાર છે એમ જાણી હાથમાં તલવાર લેઇ “ કોણ છે એ દુષ્ટ ? હમણાં મરી ગયો એમ જાણજે ” એમ બોલી દોડવા લાગ્યો. તેજ વખતે ગંધર્વોએ એક જાજવલ્યમાન વિદ્યુતનો ચમકાર કર્યો. એના પ્રકાશમાં ઉર્વશીએ રાજાને નગ્નાવસ્થામાં જોયો અને તેથી તેજ ક્ષણે પોતાની શરતનો અંત આવેલો જાણી તે ચાલી ગઈ.

ગંધર્વોએ ઘેટાનાં બચ્ચાંને છોડી દીધાં અને પછી તેઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા. રાજા પણ તે બચ્ચાંને લેઇ મનમાં રાજી થતો પોતાના શયનગૃહમાં આવ્યો, પણ ત્યાં તેણે ઉર્વશીને જોઇ નહિ ! આથી તે ઉન્મત્ત બની નગ્નાવસ્થામાં જ આમતેમ ભટકવા મંડયો. તેણે ભટકતાં ભટકતાં કુરુક્ષેત્રમાં આવી કમળપુષ્પોથી સુશોભિત બનેલા એક સરોવરમાં બીજી ચાર અપ્સરાઓ સાથે ક્રીડા કરતી ઉર્વશીને જોઈ. પ્રેમોન્મત્ત થયેલો રાજા એકાએક હર્ષોન્મત્ત થઇ બોલવા લાગ્યો:*

પુરૂરવાઃ—અરે કઠોરહૃદયા સ્ત્રી ! ઉભી રહે, આપણે થોડીક વાતચીત કરીએ. ઘણા વખતથી બંધ રહેલા આપણા વાર્તાલાપને લીધે મારૂં હૃદય ચીરાઈ જાય છે.

ઉર્વશી—અરે ભોળીયા રાજા ! મારે તારા વાર્તાલાપને શું કરવો છે ? પ્રાતઃકાળના રંગોની માફક હું ક્યારની યે તારી પાસેથી ચાલી ગઇ છું. માટે, રાજન્ ! ઘેર જાઓ; જેમ પવનને બાંધવો અશક્ય છે તેમ મને પણ તું બાંધી રાખી શકે તેમ નથી.

પુરૂરવા—સુંદરી ! ગંધર્વોએ ઘેટાની માફક બેં બેં કરવા માંડયું. તેથી ફસાઇને હું તારા ઘેટાનું રક્ષણ કરવા નગ્નાવસ્થામાં ઉઠયો. તે

---

* નીચેનો સંવાદ ઋગ્વેદ, મંડળ ૧૦ માના ઉર્વશી-પુરૂરવા નામના ૯૫ મા સૂક્તના સ્વતંત્ર અનુવાદ રૂપે આપેલો છે.

વખતે બાયલાઓએ ભાથામાંથી બાણુ ફેંકે તેમ, અથવા જલદ ઘોડો દોડે તેમ, વીજળીનો ચમકારો કર્યો! એમાં કોનો વાંક?

ઉર્વશી—રાજન્! પ્રેમથી હું તમારે ત્યાં આવી અને રાતદિવસ તમારી સાથે પ્રેમક્રીડા કરી. દિવસમાં ત્રણવાર તમે આ પ્રિયાને આલિંગન આપતા, અને હું તેમાં અત્યંત મોજ માણતી. પુરૂરવા! તમે આ રીતે મારા દેહના સ્વામી હતા.

પુરૂરવા—દેવી! જ્યારે આકાશમાં વીજળી થઇ ત્યારે તારા વિરહથી પીડાતી અપ્સરા સુજૂર્ણિ, શ્રેણિ, સુમ્નાપિ, હ્રદેચક્ષુ, ગ્રંથિની અને ચરણ્યુ એ સખીઓ તને જલદીથી પાછી ખેંચી ગઇ!

ઉર્વશી—પણ રાજન્! તમારા જન્મ વખતે અપ્સરાઓએજ તમારી કાળજી રાખી હતી; નદીઓએ આવી તમારા પર કૃપા કરી તમને પોષણ આપ્યું હતું; અને દસ્યુઓ (લૂંટારા)ને મારવા માટે દેવોએ જ તમને બળ આપ્યું હતું. એ સર્વ ભૂલી જઇ તમે મારી સખીઓ પર કેમ આક્ષેપ કરો છો?

પુરૂરવા—પણ ઉર્વશી! મેં એ અપ્સરાઓ તરફ પ્રેમાળ વર્તન દેખાડયા છતાં એ નગ્ન સુંદરીઓ જેમ ઘોડાને ગાડી જોડતાં તેઓ નાસવા માંડે તેમ, તને લેઇને સાપની માફક સીધી નાસી ગઇ! હંસીની માફક તેમણે પોતાના શરીરનું સૌંદર્ય બતાવ્યું, પણ તોફાને ચઢેલી ઘોડીની માફક તેઓ કરડવા ને બચકાં ભરવા લાગી! સ્વર્ગની દેવીઓનું મનુષ્ય સાથેનું આ વર્તન! પણ ઉર્વશી! વિદ્યુતના જેવી દેદીપ્યમાન એવી તેં તો મને સ્વર્ગની અણમૂલી ભેટો અર્પણ કરી હતી! દેવી! તું કાર્યદક્ષ અને મનુષ્યના તરફ પ્રેમાળ એવા પુત્રને જન્મ આપ! ઉર્વશી! તું દીર્ઘ આયુષ્ય ભોગવ!

ઉર્વશી—રાજા! તું પૃથ્વીનો પાલનકર્તા છે, સત્યવક્તા છે. આપણા સમાગમના પ્રથમ દિવસેજ મેં આપણી શરત કહેલી છે. રાજા, સાંભળશો? હવે વાર્તાલાપ કેવો?

પુરૂરવા—ઉર્વશી ! ક્યારે પુત્ર થશે અને આ પિતા પાસે આવશે ? જ્યારે પુત્ર જાણશે કે તેં મારો એકાએક ત્યાગ કર્યો હતો ત્યારે તે શોક કરી રડશે નહિ ? જ્યાં સુધી ગાર્હસ્થ્યાગ્નિ વિદ્યમાન છે ત્યાં સુધી પતિપત્નીનો કોણ વિયોગ કરાવશે ?

ઉર્વશી—આપણા પુત્રને હું દીલાસો આપીશ, કોમળતાથી તેનાં આંસુ લૂછીશ; તેને રડવા નહિ દઉં. તેને હું આપની ગોદમાં મૂકીશ, માટે રાજા ! વધારે ઘેલછા ન બતાવતાં સીધા ઘેર જાઓ. હવે તમે મને મેળવી શકશો નહિ.

પુરૂરવા—દેવી ! જો એમજ નિશ્ચય હોય તો આ તારો પતિ આજ દૂરદેશમાં જતો રહેશે અને પછી કદી પાછો આવનાર નથી ! ભલે તે નરકના ખાડામાં પડે અગર વરૂઓ તેના ખાઇ ખાઇને ટુકડા કરી નાખે !

ઉર્વશી—પુરૂરવા ! એમ નાસી જશો નહિ, તેમ આત્મઘાત કરશો નહિ ! એવાં અમંગલ વરૂઓના ભક્ષ થશો નહિ ! ભોળીયા રાજા, અપ્સરાઓની મિત્રતા ચિરંતન હોઇ શકે ? તેમનાં હૃદયો કુતરાનાં હોય છે. રાજન્ ! હું મારા રૂપ સાથે મૃત્યુલોકમાં રહેતી હતી અને દિવસમાં એકવાર ઘીનું ભક્ષણ કરતી હતી. હજુ પણ હું ઘીનું જ ભક્ષણ કરૂં છું.

પુરૂરવા—ઉર્વશી ! હું તને ઝગરના પ્રેમથી ચ્હાહું છું. ઉષા જેવી તું મારી પાસે આવી મને પવિત્ર ભેટ અર્પણ કર—આવ, મારૂં હૃદય ચીરાઇ જાય છે !

ઉર્વશી—રાજા ! આપના પુત્રો યજ્ઞો કરી દેવોને પ્રસન્ન કરશે એમ દેવતાઓની ઇચ્છા છે. આપ તો છેવટે સ્વર્ગમાં આવી આનંદ કરશો. માટે મહારાજ, જરા વિવેક રાખો; વિશેષ ગાંડાં કાઢો નહિ. હું ગર્ભવતી છું. એક વર્ષ પછી આપ આ સ્થળે આવજો, તે વખતે હું આપના હસ્તમાં પુત્ર મૂકીશ. ત્યાર પછી હું એક રાત્રિ આપની સાથે રહીશ."

આથી પ્રસન્ન થઈ રાજા પોતાની રાજધાનીએ આવ્યો. ઉર્વશીએ પોતાની સખીઓને કહ્યું: " આ જ મહારાજની સાથે પ્રેમમાં મસ્ત બની હું આટલા સમય સુધી રહી હતી. " અપ્સરાએ કહ્યું: " વાહ, વાહ ! બ્હેન, તારો પ્રેમ અસ્થાને નથી. આવા રૂપવાન રાજાની જોડે હંમેશાં રહીએ તોએ અમને તૃપ્તિ થાય નહિ ! "

એક વર્ષ સંપૂર્ણ થયા પછી રાજા પુરૂરવા તે સ્થળે પાછો આવ્યો. ઉર્વશીએ તેના હાથમાં બાળક મૂકયો. પછી તે એક રાત્રિ રાજા સાથે રહી. તેથી તેને પુનઃ ગર્ભ રહ્યો. તેણે કહ્યું: " રાજન્, આપણા પ્રેમથી પ્રસન્ન થઇ સર્વે ગંધર્વો આપને વરદાન આપવા તત્પર થયા છે, માટે આપને જે ઇષ્ટ હોય તેની માગણી કરો. " તેના ઉત્તરમાં રાજાએ કહ્યું: " દેવી ! અમને શું અપ્રાપ્ત છે ? સઘળા શત્રુઓને અમે હરાવ્યા છે, અંગે અંગમાં પૂર્ણ સામર્થ્ય ભરેલું છે ! તારી અહીં ઉપસ્થિતિ સિવાય બીજું શું અમને અપ્રાપ્ય છે ? માટે તારી સાથે હું હંમેશાં રહી શકું એજ મને અત્યંત ઇષ્ટ છે. " રાજાનાં વચનો સાંભળી ગંધર્વોએ તેને એક અગ્નિમય પ્રકાશિત થાળી અર્પણ કરી અને કહ્યું: " રાજન્ ! આ અગ્નિમાં વૈદિક મંત્રો વડે ત્રણ ભાગ કરી ઉર્વશીની સાથે રહેવાનો મનોરથ અંતઃકરણમાં રાખી વિધિપુરઃસર આહુતિ આપજો, જેથી આપની મનકામના અવશ્ય પરિપૂર્ણ થશે. " રાજા તે થાળી લેઈને ચાલ્યો. જંગલમાં થઈને આવતાં તેના મનમાં વિચાર આવ્યો: " અરે, હું કેવો મૂર્ખ છું કે આ અગ્નિમય થાળીજ લેઇને આવ્યો, પણ ઉર્વશીને લીધી નહિ ! " આ વિચારથી તેણે તે થાળીને જંગલમાંજ મુકી દીધી અને પોતે રાજધાનીમાં આવ્યો.

અર્ધી રાત ગઈ છતાં રાજાને મહેલમાં નિદ્રા આવી નહિ. તે મનમાં જ વિચારવા લાગ્યો: " અરે ! ઉર્વશી મારી સાથે હંમેશાં રહે તે માટે ગંધર્વોએ મને અગ્નિમય થાળી આપી, પણ મેં મૂર્ખાએ એ જંગલમાં જ નાંખી દીધી ! જરૂર, હું પાછો જઇને અરણ્યમાંથી એ થાળી લઇ આવું. " આમ નિશ્ચય કરીને તે પથારીમાંથી ઉઠયો અને

અરણ્યમાં આવ્યો. પણ તે સ્થળે આવતાં પેલી થાળી તેને જણાઇ નહિ, પરંતુ તેની જગ્યાએ તેણે એક પીપળાનો છોડ જોયો, અને તેના ગર્ભમાં શીમી (શીમળા)નો અંકુર પણ દીઠો તેથી એ થાળી જ શમીગર્ભિત અશ્વત્થ (પીપળો) બની હશે માટે તેનેજ અગ્નિરૂપે લેઇ જઇ રાજધાનીમાં પહોંચી તેનાં અરણિ × બનાવી તેમાંથી અગ્નિ ઉત્પન્ન કરી તેની ઉપાસના કરીશ' એમ નિશ્ચય કરી તે પીપળાને-લેઈ ઘેર આવ્યો.

આ રીતે ઘેર આવી રાજાએ તેનાં અરણિ બનાવ્યાં અને આંગળીઓથી તેનું માપ કાઢતાં ગાયત્રી મંત્ર ભણવા માંડયા. ગાયત્રી મંત્રના અક્ષરો જેટલાં આંગળાંના માપનાં અરણિ કરી રાજાએ તે પરસ્પર ઘસ્યાં અને તેમાંથી અગ્નિ પેદા થયો. પછી રાજાએ મંત્રોક્ત વિધિ પ્રમાણે અગ્નિમાં ત્રણ આહુતિઓ આપી અને ઉર્વશીસાલોકયસ (ઉર્વશી સદા પોતાની પાસે રહે એવા ) ફળની ભાવના કરી. આજ રીતે રાજાએ બીજા પણ ઘણા યજ્ઞો કર્યા. તેથી આખરે તેને ગાંધર્વ લોક પ્રાપ્ત થયો અને ત્યાં તે ઉર્વશી સાથે હંમેશને માટે રહેવા લાગ્યો. તેને ઉર્વશીથી આયુ, ધીમાન્, અમાવસુ, વિશ્વાવસુ, શતાયુ અને શ્રુતાયુ એમ છ પુત્રો થયા હતા.

## ૨૩. જમદગ્નિ અને વિશ્વામિત્ર.

અમાવસુના વંશમાં જહ્નુ નામે એક રાજર્ષિ થયા. એક વખતે તેમણે એક મોટો યજ્ઞ કર્યો હતો. તેવામાં ગંગાના પ્રબળ પ્રવાહથી તેમનો સર્વ યજ્ઞસંભાર તણાઇ ગયો. આથી રાજર્ષિ અત્યંત ગુસ્સે થયા. તેમનાં નેત્રો લાલચોળ થઇ ગયાં. તેઓ પરમ સમાધિ ચઢાવી ભગવાન યજ્ઞપુરુષની અંતરમાં ભાવના કરી ગંગાના સઘળા પ્રવાહને પી ગયા. પછી દેવો અને ઋષિઓએ નમ્રપણે પ્રાર્થના કરી તેમને

× અરણિ=પરસ્પર ઘસી ઉત્પન્ન કરવાનાં શીમળાનાં લાકડાં. પૂર્વે ચકમકથી અગર આ પ્રમાણે અરણિ ઘસીને લોકો અગ્નિ ઉત્પન્ન કરતા.

પ્રસન્ન કર્યા, તેથી તેમણે ગંગાને પોતાની પુત્રી તરીકે બહાર કાઢી. આથી ગંગાનું નામ જાહ્નવી પડયું. જહ્નુના વંશમાં કુશ નામે રાજા થયો હતો જેને ચાર પુત્રો થયા. તેમાંના કુશાશ્વે પોતાને ઇંદ્રના જેવો પુત્ર થાય એ ઇચ્છાથી ઘોર તપ આદર્યું. તેનું ઉગ્ર તપ જોઇને ઇંદ્રે વિચાર્યું: 'મારા જેવી શક્તિવાળો બીજો પુરૂષ થાય એ ઠીક નહિં.' તેથી ઇંદ્રે પોતેજ કૃશાશ્વના પુત્ર તરીકે અવતાર લીધો. તેનું નામ ગાધિ પાડયું. આગળ જતાં ગાધિને સત્યવતી નામની કન્યા થઈ. આ કન્યાની ભાર્ગવ કુળના ઋચીક નામના ઋષિએ માગણી કરી, પરંતુ ઋચીક અત્યંત ક્રોધી તથા વૃદ્ધ હોવાથી તેમને કન્યા આપવાની રાજાની મરજી નહોતી. તેથી તેણે ઋષિ પાસે ચંદ્ર જેવા તેજસ્વી, પવનવેગી અને શ્યામકર્ણ વાળા એક હજાર ઘોડાની માગણી કરી. આખરે ઋષિએ વરુણની ઉપાસના કરી, તેની પાસેથી અશ્વતીર્થમાં ઉત્પન્ન થયેલા એવાજ હજાર ઘોડા આણી રાજાને આપ્યા. તેથી રાજાએ પોતાની કન્યા સત્યવતીને ઋચીક ઋષિ સાથે પરણાવી.

એક વખતે ઋચીક ઋષિએ સત્યવતીને ગર્ભ રહે એવા હેતુથી યજ્ઞવિધિપૂર્વક એક ચરૂ તૈયાર કર્યો. સત્યવતીની માને આ વાતની ખબર પડતાં તેણે પણ પોતાની પુત્રીદ્વારા ઋષિજીને પ્રાર્થના કરાવી. તેથી ઋષિએ પોતાની સાસૂને એક મહાન ક્ષત્રિય પુત્ર થાય એ હેતુથી એક બીજો ચરૂ તૈયાર કર્યો. આ બંને ચરૂઓ તૈયાર કરીને ઋષિએ પોતાની પત્નીને આપ્યા અને કયો ચરૂ કોનો છે એ સઘળી સમજણ પાડીને પોતે અરણ્યમાં ગયા.

સત્યવતીએ સ્વામીના આપેલા બંને ચરૂ માને બતાવ્યા અને ઋષિએ કહેલી સૂચનાઓ પણ આપી. પછી માએ કહ્યું: "પુત્રી ! દરેક માણસ પોતાનો પુત્ર બલવાન અને ગુણવાન થાય એમ ઉત્કટ ઇચ્છા ધરાવે છે. પરંતુ પોતાનો સાળો અત્યંત ગુણવાન ને વીર્યવાન થશે કે નહિ તે બાબતમાં બહુ કાળજી રાખતો નથી. માટે તારો ચરૂ મને આપ અને મારો ચરૂ તું લે. વળી મારો પુત્ર રાજપુત્ર થવાનો તેથી

તેને પૃથ્વીનું પાલન કરવાનું મહાન્ કાર્ય કરવું પડશે જેથી તેને બળની ખાસ જરૂર છે. તારો પુત્ર તો બ્રાહ્મણ થવાનો એટલે તેને બળની શી જરૂર ?" માતાનું કથન સાંભળીને ભોળી પુત્રીએ પોતાના ચરૂની અદલ બદલ કરી. આ રીતે બંને જણાંએ ચરૂ ભક્ષણ કર્યું.

જ્યારે ઋષિએ અરણ્યમાંથી પાછા આવી સત્યવતીનું મુખ જોયું ત્યારે ચરૂનો થયેલો ફેરફાર તેઓ કળી ગયા. તેમણે કહ્યું: "અરે પાપી સ્ત્રી, આ તેં શું કર્યું ? તારૂં શરીર આટલું બધું રૌદ્ર અને ક્ષાત્ર તેજથી ચમકી રહેલું જણાય છે! જરૂર તેં તારી માતા માટે તૈયાર કરેલા ચરૂનું ભક્ષણ કર્યું છે. જો એમજ હોય તો તેં ભયંકર ભુલ કરી છે, કારણકે મેં એ ચરૂમાં ઉત્તમ ક્ષત્રિયને યોગ્ય સઘળા શૌર્ય, વીર્ય બળ વગેરે રૌદ્ર ગુણોનું આરોપણ કરેલું છે. તારા ચરૂમાં તો મહા બ્રાહ્મણને યોગ્ય એવા શમ, દમ, તિતિક્ષા વગેરે સઘળા શાંત ગુણોનું આરોપણ કરેલું છે, તેથી આ ચરૂઓનો ફેરફાર કર્યાથી તને અસ્ત્ર ધારણ કરનાર, હિંસક અને રૌદ્ર એવો ક્ષત્રિય પુત્ર થશે. અને તારી માને શમદમાદિ ગુણસંપત્તિવાળો બ્રાહ્મણ પુત્ર થશે." પતિનાં વચન સાંભળીને સત્યવતીને અત્યંત ખેદ થયો. તેણે અશ્રુપાત કરતાં કરતાં પતિના ચરણ ચૂમી કહેવા માંડયું: "ભગવન્! આવું અકાર્ય મેં અજ્ઞાનથી જ કર્યું છે, જ્ઞાનપૂર્વક કર્યું નથી. માટે પ્રસન્ન થાઓ. મારે હિંસક અને રૌદ્ર એવો પુત્ર ન જોઇએ. હે ભગવન્! જો બીજો કોઇ ઉપાય ન હોય તો એટલું તો કરો કે પુત્રને બદલે મારો પૌત્ર એવા ક્ષાત્ર તેજવાળો થાય." ઋષિએ તેની ઇચ્છા પ્રમાણે કર્યું.

ગર્ભ પરિપૂર્ણ થતાં સત્યવતીને જમદગ્નિ નામે પુત્ર થયો, અને તેની માને વિશ્વામિત્ર નામે પુત્ર થયો. જમદગ્નિ મોટો થતાં ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલી રેણુકાને પરણ્યો. તેના ઉદરથી ક્ષત્રિયવંશના સંહાર-કર્તા અને ભગવાન નારાયણના અંશભૂત પરશુરામનો જન્મ થયો. વિશ્વામિત્રને શુનઃશેપ નામનો પુત્ર થયો. દેવતાના પ્રસાદથી તે થયો હતો તેથી તેનું બીજું નામ દેવરાત પણ કહેવાય છે.

---

## ૨૪. રજિરાજાનું આખ્યાન.

પુરૂરવાના જ્યેષ્ઠ પુત્ર આયુને પાંચ પુત્રો હતા. તેમાંના ચોથા પુત્ર રજિરાજાને અત્યંત બલવાન અને પરાક્રમી એવા પાંચસો પુત્રો થયા.

એક વખતે દેવતાઓ અને દાનવો વચ્ચે યુદ્ધનો પ્રસંગ ઉભો થયો. ભાવિ યુદ્ધમાં કોનો વિજય થશે એ પ્રથમથી જાણવા માટે દેવો અને દાનવો બંનેએ બ્રહ્મા પાસે જઇ પોતાનો પ્રશ્ન રજુ કર્યો. બ્રહ્માએ તેના ઉત્તરમાં જણાવ્યું કે જેના પક્ષમાં રજિરાજા યુદ્ધ કરશે તેનો વિજય થશે.

બ્રહ્માનો ઉત્તર સાંભળી દાનવો જલદીથી રજિરાજા પાસે આવ્યા અને દેવોની સામે પોતાને સાહાય્ય કરવાની અભ્યર્થના કરી. રજિએ કહ્યું: "ભાઇઓ. જો તમારી ઇચ્છા એમ હશે તો હું તમારા પક્ષમાં રહી દેવોને હરાવીશ, પણ પછીથી તમારે મને ઇંદ્રિપદ આપવું પડશે." દૈત્યોએ રજિરાજાની માગણી સાંભળી કહ્યું: "રાજા, અમે જુઠું બોલતા નથી અને ખોટું કરતા નથી. અમારા ઈંદ્રિ તો પ્રહ્લાદ છે જેને માટે અમે યુદ્ધ કરીએ છીએ. તેમને મૂકીને અમે તમને ઇંદ્રપદ આપી શકીએ નહિ." એમ કહી દાનવો પોતાને સ્થાને પાછા ગયા.

પછી, દેવો રજિરાજા પાસે આવ્યા અને તેમણે પણ પોતાને સાહાય્ય કરવા માટે માગણી કરી. તેના ઉત્તરમાં રાજાએ દૈત્યોને કહ્યું હતું તે પ્રમાણે દેવોને પણ કહ્યું. દેવોએ જણાવ્યું: "ઠીક રાજા, જો આપની એમ ઇચ્છા હોય તો આપને ઇંદ્ર બનાવીશું."

પછી દેવદાનવોનું તુમુલ યુદ્ધ થયું. તેમાં રજિરાજાએ પોતાનાં અનેક અસ્ત્રો વડે સઘળા દાનવસૈન્યનો નાશ કર્યો. તેથી અંતે દેવોની જિત થઇ. હવે, ઇંદ્રે એક યુક્તિ કરી. તેણે રજિરાજાના ચરણમાં પોતાનું મસ્તક મૂકીને કહેવા માંડયું: "રાજન્! અમને સર્વ દેવોને તમે ભય-મુક્ત કર્યા, માટે તમે અમારા પિતા થાઓ છો. સર્વે લોકોમાં તમે ઉત્તમોત્તમ અને તમારો પુત્ર હું ત્રણે લોકનો રાજા ઇંદ્ર."

ઇંદ્રે યુક્તિપૂર્વક કરેલી આ પ્રશંસા સાંભળીને ઉદાર મનના રાજાને

ક્રોધ ન થતાં હસવું આવ્યું. તેણે કહ્યું: "ઇંદ્ર, જો તમારી એમ ઇચ્છા હોય તો ભલે—તમે મારા પુત્ર તરીકે ઇંદ્રિપદે રહો. શત્રુઓનાં પણ મીઠાં નમ્ર વચનોનો તિરસ્કાર કરી શકાય નહિ, તો મિત્રનાં વચનોનો શી રીતે કરાય?" એમ બોલી રાજા પોતાની રાજધાનીમાં આવ્યા, અને ઇંદ્રિ સ્વર્ગમાં રહ્યા.

કેટલાક સમય પછી રજિરાજા પંચત્વને પામ્યા. તે વખતે નારદઋષિની ઉશ્કેરણીથી રજિના પુત્રોએ ઇંદ્ર પાસે પિતાના રાજ્યની માગણી કરી, કારણ કે ધર્મશાસ્ત્ર પ્રમાણે પિતાની મિલકત પુત્રોને મળે છે અને ઇંદ્ર પાસે જે ત્રૈલોક્યનું રાજ્ય હતું તે રજિના પુત્ર તરીકે તેણે પોતાની પાસે રાખ્યું હતું એમ ઇંદ્રે સ્વમુખે જ ઉપર જણાવેલું છે. પણ ઇંદ્ર એમ પોતાનું રાજ્ય રજિના પુત્રોને આપી દે એવો કાચો ન હતો. તેથી તેમણે ભેગા મળી ઇંદ્રિને હરાવી ઇંદ્રિપદ લેઈ લીધું અને પોતે ઇંદ્રની ગાદીએ બેઠા.

આ રીતે ઘણો વખત વીતી ગયો. ઇંદ્રપદ પરથી ચ્યુત થવાને લીધે ઇંદ્રને ત્રણે લોકમાંથી મળતો યજ્ઞભાગ પણ બંધ થયો. આથી તે અત્યંત ખિન્ન થઇ એક દિવસે એકાંતમાં પોતાના પુરોહિત બૃહસ્પતિને કહેવા લાગ્યો: "ગુરુજી, આ દુ:સહ જીવનને ટકાવવા માટે યજ્ઞની આહુતિનો એક બોર જેટલો ભાગ પણ મને મળી શકે એમ કૃપા કરી વ્યવસ્થા કરો." તેનાં કરુણ વચનો સાંભળી બૃહસ્પતિએ કહ્યું: "રાજન્! જો પહેલેથી તેં મને આ પ્રમાણે કહ્યું હોત તો તારે માટે હું શું ન કરત? હવે જોઇ લે, થોડા જ દિવસમાં તને પાછો ઇંદ્રપદ પર બેસાડું છું!" પછી બૃહસ્પતિએ રોજ યજ્ઞોમાં આહુતિઓ આપવા માંડી જેથી રજિના પુત્રોની બુદ્ધિ બગડવા માંડી અને ઇંદ્રિના તેજમાં વૃદ્ધિ થવા લાગી. આખરે રજિના પુત્રો બુદ્ધિમોહને લીધે બ્રાહ્મણોના દ્વેષી, ધર્મત્યાગી અને વેદપરાઙ્મુખ બન્યા. આ રીતે ધર્માચારથી વિહીન થયેલા રાજાઓને ઇંદ્રે હરાવીને માર્યા, અને બૃહસ્પતિના યજ્ઞોથી પુનઃ તેજસ્વી બની ઇંદ્ર ઇંદ્રાસન પર આરૂઢ થયો.

# ૨૫ યયાતિનું ઉપાખ્યાન.

આયુના પુત્ર નહુષને યતિ, યયાતિ, સંયાતિ, આયાતિ, વિયતિ અને કૃતિ એમ છ મહાપરાક્રમી પુત્રો હતા. તેમાંથી યતિને રાજ્ય કરવાની ઇચ્છા ન હોવાથી તે યતિ થયો. તેથી બીજો પુત્ર યયાતિ રાજગાદી પર આવ્યો. તેને બે ભાર્યાઓ હતીઃ એક શુક્રાચાર્યની પુત્રી દેવયાની અને બીજી વૃષપર્વની પુત્રી શર્મિષ્ઠા. સમય જતાં દેવયાનીને યદુ અને તુર્વસુ એમ બે પુત્રો થયા, અને શર્મિષ્ઠાને દ્રુહ્યુ, અણુ અને પૂરુ એમ ત્રણ પુત્રો થયા

એક વખતે, શર્મિષ્ઠા તરફના પક્ષપાત અને દેવયાની તરફની ઉપેક્ષાને લીધે યયાતિ રાજાને શુક્રાચાર્યે શાપ આપ્યો જેથી તે અકાલે વૃદ્ધ થઇ ગયો. પછી તેણે અત્યંત નમ્ર વચનોથી સસરાને પ્રસન્ન કર્યા, તેથી શુક્રાચાર્યે કહ્યુંઃ " રાજન્ ! મારૂં વચન તો મિથ્યા નહિ જાય. પરંતુ, જો તારૂં વાર્ધક્ય બીજો કોઇ લેવા તૈયાર હોય તો તું તેને આપી શકીશ. આ રીતે તું યૌવનસુખનો લાભ લેઇ શકે, "

યયાતિએ પોતાના જ્યેષ્ઠ પુત્ર યદુને પાસે બોલાવી કહ્યુંઃ " પુત્ર, તારા દાદાના શાપથી યૌવનમાંજ હું જરાવસ્થાને પ્રાપ્ત થયો છું. હજી મને વિષયભોગની તૃપ્તિ થઇ નથી. તેથી પુનઃ તારૂં યૌવન પ્રાપ્ત કરી હું વિષયોનો ઉપભોગ કરવા ઇચ્છું છું. માટે એક હજાર વર્ષ પર્યંત તું મારૂં વાર્ધક્ય લે અને તારૂં યૌવન મને આપ. હું ધારૂં છું કે પુત્ર તરીકે તું તારા પિતાની આટલી માગણીનો ઇનકાર કરીશ નહિ. "

વાર્ધક્ય કોને ગમે ? યદુએ પિતાની માગણી કબુલ રાખી નહિ; તેથી રાજાએ ગુસ્સે થઇ તેને શાપ આપ્યોઃ " તારા વંશજો રાજ્યને માટે લાયક નહિ રહે ! " પછી, રાજાએ દ્રુહ્યુ, તુર્વસુ અને અણુ એમ અનુક્રમે દરેકના આગળ પોતાની વિચિત્ર માગણી દર્શાવી, પણ તેમાંથી કોઇએ તેને બહાલી આપી નહિ. રાજાએ તે સર્વને શાપ આપ્યા. સ્વાર્થ

કેટલો બલવાન છે ! છેવટે શર્મિષ્ઠાના છેક નાના પુત્ર પૂરુને પણ રાજાએ તેજ પ્રમાણે કહ્યું. પૂરુ ઘણો જ આજ્ઞાંકિત અને નમ્ર હતો. તેણે પિતાને નમસ્કાર કરી કહ્યું: " પિતાજી, આપને પ્રસન્ન રાખવા એ અમારો ધર્મ છે. આપે કૃપા કરી મને આજ્ઞા કરી તે માટે હું બહુ ઉપકૃત થયો છું." એમ બોલી તેણે પિતાની વૃદ્ધાવસ્થા ધારણ કરી અને પોતાનું યૌવન પિતાને આપ્યું. નવીન યૌવન પ્રાપ્ત કરીને યયાતિ રાજા ધર્મ અને શક્તિ પ્રમાણે વિષયોનો ઉપભોગ કરવા તેમજ પ્રજાનું રક્ષણ કરવા લાગ્યો.

વિશ્વાચી નામની અપ્સરા સાથે ઉપભોગ કરીને હું વિષયલાલસાનો અંત પામીશ એમ હંમેશાં મનમાં રાખીને તે કામેચ્છાઓમાં પ્રવૃત્ત રહેતો. પરંતુ,

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिजायते ॥***

દિનપ્રતિદિન વિષયો તેને અત્યંત રમ્ય ભાસવા લાગ્યા !

એક દિવસે રાજાની આંખ ઉઘડી ગઇ. તે વિચારવા લાગ્યો: ' અરેરે ! શો મોહ ! વિષયેચ્છા ઉપભોગથી શાંત થતી નથી, પણ વધે જ છે. જો માણસ પાપદૃષ્ટિ કાઢી નાંખે તો તેને દશે દિશાઓ સુખમય ભાસ્યા વિના રહે નહિ. કામતૃષ્ણા, તને ધિક્કાર છે ! શરીરનાં અંગો જીર્ણ થયા છતાં તું જીર્ણ થતી નથી !

**जीयन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।**
**धनाशा जीविताशा च जीर्यतोऽपि न जीर्यति ॥**

અરેરે ! મને શરમ નથી આવતી કે પુત્ર પાસેથી યૌવન ઉછીનું લેઇ હું કામનાઓને પોષી રહ્યો છું ! આના કરતાં શરમાવનારૂં બીજું શું હોઇ શકે ? વિષયોપભોગ કરતાં હજાર વર્ષ વીતી ગયાં, પણ આ

---

* અર્થ:—વિષયોના ઉપભોગથી વિષયોની કામનાઓ શાંત થતી નથી, પરંતુ, જેમ હવિષ્યાન્ન (ઘી) નાંખવાથી અગ્નિ વધારે પ્રજ્વલિત થાય છે તેમ તે કામનાઓ પણ વૃદ્ધિંગત થયા કરે છે.

દુષ્ટ તૃષ્ણા મારો પીછો છોડતી નથી; જરૂર એ મને ઘોર અંધકારમાં લેઈ જવા ઇચ્છે છે! અરે પાપી તૃષ્ણા, હવે બસ થયું.

तस्मादेतामहं त्यक्त्वा ब्रह्मण्याधाय मानसम् ।
निर्द्वन्द्वो निर्ममो भूत्वा चरिष्यामि मृगैः सह ॥

આ પ્રમાણે વિચાર કરી યયાતિ રાજાએ પૂરુને તેનું યૌવન પાછું આપી દીધું અને પોતાનુ વાર્ધક્ય પાછું લીધું. રાજાને હવે વૈરાગ્ય પ્રાપ્ત થયો હતો. તેણે રાજગાદી પર પૂરુનો અભિષેક કરી તપસ્યા કરવા માટે વનનો માર્ગ લીધો.

## ૨૬. સ્યમન્તક મણિનો વૃત્તાંત.

યદુવંશીય જ્યામઘ* રાજાના વંશમાં કેટલીક પેઢીએ નિઘ્ન નામે પુરુષ થયો. તેને પ્રસેન અને સત્રાજિત નામે બે પુત્રો હતા. તેમાંના સત્રાજિતે સૂર્યનારાયણની એટલી બધી ઉપાસના કરી હતી કે તે તેના મિત્ર જેવા બની ગયા હતા.

* જ્યામઘ રાજાની કથા આ પ્રમાણે છે: એક વખતે તે રાજા શત્રુઓ સાથે યુદ્ધ કરવા ગયો હતો. શત્રુને હરાવી તથા નસાડી પાછો આવતો હતો એવામાં શત્રુના રાજમહેલમાં રડતી એક સુંદર કન્યાને તેણે જોઇ. તેનાપર પ્રેમ થતાં રાજાએ તેને ઉપાડી રથમાં બેસાડી અને રાજધાનીમાં આણ્યો. તેની રાણી શૈબ્યા તેનાં ઓવારણાં લેવા આવી, તે વખતે રાજાની પાસે પેલી રાજકન્યાને બેઠેલી જોઈ તેણે ઇર્ષ્યાથી પૂછ્યું: "આ કોણ?" સ્ત્રીભીરુ રાજાને બીજો કાંઇ ઉત્તર ન જડવાથી તેણે તરતજ કહ્યું: "આપણા છોકરાની વહુ!" આથી રાણીએ આશ્ચર્ય પામી ફરીથી પૂછ્યું: "હજુ મને છોકરો તો થયો નથી; તો વહુ કેવી?" રાજાએ પોતાનો દંભ કાયમ રાખી જણાવ્યું: "અરે, તને પુત્ર થશે ને, તેને માટે આ કન્યા લાવ્યો છું!" આ વિચિત્ર ઉત્તર સાંભળી રાણીનું હાસ્ય કેમે કરી અટક્યું નહિ. પછી કેટલેક વખતે દૈવ-યોગે રાણીને પુત્ર થયો તેનું નામ રાજાએ વિદર્ભ રાખ્યું. તે આ કન્યાને પરણ્યો.

એક વખતે સમુદ્રના તટપર ઉભો રહી સત્રાજિત સૂર્યભગવાનની સ્તુતિ કરતો હતો. જ્યારે તેનું ચિત્ત સૂર્યનારાયણમાં એકાગ્ર થઇ ગયું ત્યારે સૂર્ય જાતે જ તેની પાસે ઉપસ્થિત થયા. પાસે ઉભા છતાં સૂર્યની મૂર્તિની જાજ્જ્વલ્યમાન પણ અસ્પષ્ટ જણાયાથી સત્રાજિતે નમ્રતાપૂર્વક કહ્યું: "ભગવાન્, જેમ આકાશમાં આપને અગ્નિના ધગધગતા ગોળાની માફક જોઉંછું તેમ મારી સમક્ષમાં પણ એજ પ્રકારે જોઉં છું. અહીં પધારી આપે કાંઇ મારા પર વિશેષ કૃપા કરી હોય એમ મને લાગતું નથી." સત્રાજિતના આ શબ્દો સાંભળી, ભગવાન સૂર્યે પોતાના કંઠમાંથી સ્યમંતક નામનો મણિ કાઢયો અને બાજુએ મૂકયો. તેથી સત્રાજિતને તામ્ર, ઉગ્ર અને તેજસ્વિ પણ ઠુંકડા શરીરવાળા તથા પીળચટ્ટી આંખો વાળા આદિત્ય ભગવાનનાં સાક્ષાત્ દર્શન થયાં. તરત જ સત્રાજિતે સાષ્ટાંગ પ્રણામ કરી તેમની સ્તુતિ કરી. તેથી પ્રસન્ન થઇ સૂર્યે કહ્યું: "સત્રાજિત, તારા મનમાં જે કાંઇ ઇચ્છા હોય તે માગ." સત્રાજિતે લાંબો વિચાર ન કરતાં પાસે પડેલા સ્યમંતક મણિનીજ માગણી કરી. ભગવાને પ્રસન્ન ચિત્તે તે મણિ તેને આપ્યો અને પછી પોતે આકાશમાં પોતાને સ્થાનકે પાછા ગયા.

પછી સત્રાજિતે આ મણિરત્ન કંઠમાં ધાલી સૂર્યની માફક ચોદિશ તેજનો પ્રવાહ ફેલાવતાં દ્વારકામાં પ્રવેશ કર્યો, આવા તેજ:પુંજને દૂરથી આવતો જોઈને દ્વારકાના લોકો ભગવાન શ્રીકૃષ્ણની પાસે જઇ કહેવા લાગ્યા: "ભગવન્! આદિત્ય નારાયણ આપને મળવા આવે છે," તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણે હસીને કહ્યું: "ભાઇઓ, એ આદિત્ય નહોય. એ તો સૂર્યનો આપેલો સ્યમંતક નામનો મહામણિ કંઠમાં ધાલીને સત્રાજિત આવે છે. માટે તમે શાંત થઇને ગભરાયા વિના તેના તરફ જુઓ."

પછી સત્રાજિત આ મણિરત્ન કંઠમાં ધારણ કરી લોકોની મેદનીમાં થઇને ઘેર ગયો અને એક પવિત્ર સ્થળમાં તેની સ્થાપના કરી. આ મણિ દરરોજ આઠ ભાર સુવર્ણ આપવા લાગ્યો. વળી તેના પ્રભાવને

લીધે આખા રાષ્ટ્રમાંથી રોગ, અનાવૃષ્ટિ, આગ, ચોરી, દુકાળ, સાપ વગેરે મનુષ્યઘાતક ઉપદ્રવો સર્વથા નાશ પામ્યા.

જ્યારથી શ્રીકૃષ્ણે આ રત્ન જોયું, ત્યારથી તેમના અંતઃકરણમાં એવો વિચાર આવ્યો કે એ ઉગ્રસેન રાજાને શોભા આપે એવું છે, તેથી તે રાજાને મળે તો ઠીક. પરંતુ કુટુંબમાં કલહ ઉત્પન્ન થાય એ બ્હીકથી સત્તા હોવા છતાં પણ શ્રીકૃષ્ણે તેની માગણી કરી નહિ, તેમજ તેની પાસેથી છીનવી લીધું પણ નહિ. સત્રાજિતના અંતઃકરણમાં પણ આવી જ જાતની શંકા ઉત્પન્ન થઇ, તેથી કદાચ શ્રીકૃષ્ણ મણિની માગણી કરે એ બ્હીકથી તેણે પોતાના ભાઈ પ્રસેનને ત્યાં મણિની સ્થાપના કરી. આ મણિનું એવું લક્ષણ હતું કે જો કોઇ પવિત્ર થઇને તેને પહેરે અગર રાખે તો જ તેને દરરોજ આઠ ભાર સુવર્ણ મળે તથા લોકોના ઉપદ્રવ દૂર થાય, નહિ તો પહેરનારનો જ તે ઘાત કરાવે એમ હતું.

એક વખતે પ્રસેન સ્યમંતક મણિ કંઠમાં ધારણ કરીને ઘોડાપર બેસી અરણ્યમાં શિકાર કરવા નીકળી પડયો. ત્યાં એક વિકરાળ સિંહના પંજામાં તે જાતે જ શિકાર થઇ પડયો. તેને ઘોડા સહિત મારી નાંખી સિંહ પેલા ચકચકિત મણિને મ્હોં આગળ રાખીને પોતાની ગુફા તરફ જતો હતો તેવામાં રીંછોના રાજા જાંબવાને તેને જોયો. જાંબવાને સિંહને મારી નાંખ્યો અને મણિને લેઇ તે પોતાની ગુફામાં આવ્યો. જાંબવાનને સુકુમારક નામનો એક બાળક હતો તેને માટે તે મણિ રમકડા રૂપે ત્યાં રહ્યો.

જ્યારે પ્રસેન દ્વારકામાં પાછો આવ્યો નહિ ત્યારે લોકોને શ્રીકૃષ્ણના વિષે શંકા પેદા થઇઃ ખરેખર, શ્રીકૃષ્ણને એ મણિ જોઇતો હતો પણ તેમને તે મળ્યો નહિ, માટે એમણે જ પ્રસેનનો ઘાત કરાવ્યો હશે, કોઇ બીજો પ્રસેનને મારે એમ નથી. આ પ્રમાણે લોકો પરસ્પર બોલવા લાગ્યા. જ્યારે શ્રીકૃષ્ણને આ આરોપની ખબર પડી ત્યારે તેઓ યાદવ-સેનાને સાથે લેઇને પ્રસેનના ઘોડાનાં પગલાં શોધતા અરણ્યમાં નીકળ્યા. માર્ગમાં પ્રસેન તથા તેનો ઘોડો બન્ને મરેલા જણાયા. તેમના શરીર

પરથી જણાતું હતું કે તેમને સિંહે ફાડી નાંખ્યા હશે. વળી ત્યાંથી સિંહનાં પગલાં પણ જણાયાં. તેથી તેઓ સઘળા સિંહના પગલે પગલે ચાલવા લાગ્યા. થોડોક માર્ગ જતાં તેમણે સિંહને પણ મરેલો જોયો. ત્યાંથી રીંછનાં પગલાં જણાતાં તેની પાછળ ચાલ્યા. પર્વતની તળેટીમાં યાદવસૈન્યને રાખીને શ્રીકૃષ્ણે રીંછની ગુફામાં પ્રવેશ કર્યો. એ લાંબી ગુફાના મધ્યમાં આવતાં પેલા સુકુમારક બાળકને પટાવતી દાસીનો અવાજ સંભળાયો:

**सिंहः प्रसेनमवधीत् सिंहो जाम्बवता हतः ।**
**सुकुमारक मारोदीस्तव ह्येष स्यमन्तकः ॥**

( સિંહે પ્રસેનને માર્યો અને સિંહને જામ્બવાને માર્યો. હે સુકુમારક, લે આ તારો સ્યમંતક મણિ; હવે રડીશ નહિ. )

આ અવાજ સાંભળીને શ્રીકૃષ્ણ અંદર ગયા, તો તેમણે દાસીના હાથમાં રમકડા તરીકે રહેલો જાજવલ્યમાન સ્યમંતક મણિ જોયો. મણિ લેવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણને પાસે આવતા જોઇને દાસીએ “ત્રાહિ, ત્રાહિ” કરીને કારમી ચીસ પાડી. ચીસ સાંભળતાં જ ક્રોધથી રાતોપીળો થઇ ગયેલો જામ્બવાન ત્યાં દોડી આવ્યો. તેણે એકદમ શ્રીકૃષ્ણ પર આક્રમણ કર્યું. આ બંને વીર યોદ્ધાઓનું દ્વંદ્વયુદ્ધ એકવીસ દિવસ સુધી એક સરખી રીતે ચાલ્યું. બહાર ઉભેલું યાદવસૈન્ય સાત આઠ દિવસ સુધી શ્રીકૃષ્ણના બહાર આવવાની વાટ જોઇને પછી નિરાશ થઇ દ્વારકામાં પાછું આવ્યું અને ‘ શ્રીકૃષ્ણ મરાયા ’ એમ સર્વત્ર વાત ઉડાડી ! સગાંવહાલાંઓએ શ્રીકૃષ્ણની સઘળી ઉત્તરક્રિયા પણ ત્યાં કરી !

આ રીતે શ્રદ્ધાપૂર્વક આપેલા પિંડદાનથી જામ્બવાનની સાથે યુદ્ધ કરતા શ્રીકૃષ્ણના બળ અને પ્રાણમાં પુષ્ટિ મળતી ગઈ. પણ જામ્બવાનને તો બળવાન શ્રીકૃષ્ણના નિષ્ઠુર પ્રહારોથી તથા અનાહારથી દિન પ્રતિદિન તેનાં અંગો ભાગવા લાગ્યાં અને બલહાનિ થવા માંડી. આખરે હારીને જામ્બવાને હાથ જોડી ભગવાન શ્રીકૃષ્ણને કહ્યું: “ ભગવન્ ! આપ ખરેખર અમારા સ્વામી શ્રી રામચંદ્રનો અવતાર જ હો એમ

લાગે છે. દેવો, દાનવો, યક્ષ, કિન્નર, ગંધર્વ વગેરે કોઇથી પણ આપ જિતી શકાઓ તેમ નથી, તો મારા જેવા અલ્પશક્તિવાળા પશુનું શું કહેવું ? મેં આપની સાથે કલહ કર્યો તે માટે ક્ષમા આપશો." ભગવાન શ્રીકૃષ્ણે તેનાં નમ્ર વચનો સાંભળી પ્રસન્ન થયા અને હેતથી તેના સમગ્ર શરીર પર હાથ ફેરવ્યો. આથી તેનો સઘળો થાક ઉતરી ગયો અને તે પૂર્વવત્ સ્વસ્થ થયો. પછી શ્રીકૃષ્ણે, પોતે પૃથ્વીનો ભાર ઉતારવા માટે અવતાર લીધો છે, એ વાત તેને જણાવી. આથી અધિક પ્રસન્ન થઇ જામ્બવાને પુનઃ પુનઃ નમસ્કાર કર્યા અને પોતાની કન્યા જામ્બવતી ભેટ તરીકે અર્પણ કરી; અને તે સાથે સ્યમંતક મણિ પણ પહેરામણીમાં આપ્યો. શ્રીકૃષ્ણે પોતાને માથે આવેલો આરોપ ફેડવા માટે મણિનો સ્વીકાર કર્યો અને જામ્બવતીને લેઇ તેઓ દ્વારકામાં આવ્યા.

ભગવાનના અચાનક દ્વારકામાં આવવાથી લોકોના હર્ષનો પાર રહ્યો નહિ. વૃદ્ધો પણ યુવાનોની માફક તેમનાં દર્શન માટે દોડાદોડ કરવા લાગ્યા. બધા યાદવ સ્ત્રીપુરુષોએ વસુદેવને અભિનન્દન આપ્યું. ભગવાને દ્વારકાવાસી લોકોની એક સભા ભરી સ્યમંતક મણિનો સઘળો વૃત્તાંત યથાવત્ કહી સંભળાવ્યો, અને અંતે સત્રાજિતને તેનો મણિ પાછો આપ્યો. પોતે ભગવાનના માથે મિથ્યા આળ ચઢાવ્યું તેથી ખિન્ન અને લજ્જિત થઇને સત્રાજિતે પોતાની કન્યા સત્યભામા ભગવાનને અર્પણ કરી.

પહેલાં, સત્યભામાને માટે અક્રૂર, કૃતવર્મા, શતધન્વા વગેરે યાદવોએ સત્રાજિત પાસે માગણી કરી હતી. તેથી, જ્યારે સત્રાજિતે તેમને આધા મૂકી પોતાની છોકરી શ્રીકૃષ્ણને આપી ત્યારે તેઓને પોતાનું અપમાન થયેલું લાગ્યું. આ રીતે તેઓ સત્રાજિત પર વેર રાખવા લાગ્યા. હવે અક્રૂર, કૃતવર્મા વગેરે યાદવોએ શતધન્વાને ચઢાવી કહેવા માંડયું: " જુઓ ભાઈ, સત્રાજિતે આપણું અપમાન કર્યું છે. તેણે આપણી માગણીનો તિરસ્કાર કરી પોતાની છોકરી શ્રીકૃષ્ણને આપી દીધી છે. માટે હવે કોઈ પણ રીતે તેનો ઘાટ ઘડવો જોઇએ. એને મારી નાંખીને એનો મણિ તમે શા માટે લેતા નથી ? જો એમ કરવાથી

તમારે શ્રીકૃષ્ણ સાથે વેર બંધાશે તો અમે તમને મદદ કરનારા ક્યાં નાસી ગયા છીએ ? અમે તારી કુમકમાંજ છીએ એમ નિશ્ચે માની લેજે."

આ રીતે ઉત્તેજિત થયેલા શતધન્વાએ સત્રાજિતનું ખૂન કરવાનું કબૂલ કર્યું. એક વખતે, પાંડવો લાક્ષાગૃહમાં બળી ગયાની ખબર મળતાં શ્રીકૃષ્ણ સત્ય વૃત્તાંત જાણ્યા છતાં પણ લૌકિક ખરખરો કરવા તથા દુર્યોધનના દુષ્ટ પ્રયત્નોને મંદ પાડવા વારણાવતમાં ગયા. આ સમાચાર જાણીને શતવર્માએ રાત્રે સત્રાજિતના ઘરમાં ભરાઇ તેનું ખૂન કર્યું અને સ્યમંતક મણિ ઉપાડી લીધો: જ્યારે સત્યભામાને આ વાતની ખબર પડી ત્યારે તે શોક અને ક્રોધના આવેશમાં આવી જઈ એકદમ રથ જોડાવી વારણાવતમાં શ્રીકૃષ્ણ પાસે ગયાં અને કહ્યું: " ભગવન્, મને મારા પિતાએ આપની સેવામાં અર્પણ કરી તે સહન નહિ થવાથી શતધન્વાએ તેમનું ખૂન કર્યું છે અને તે સ્યમંતક મણિ લેઇ ગયો છે. આ રીતે તેણે મારા પિતાની દુર્દશા કરી છે. "

સત્રાજિતનો વધ સાંભળીને ભગવાનને અંતઃકરણમાં જરા પણ ખેદ થયો નહિ. છતાં પણ સત્યભામાનાં ક્રોધથી રક્ત થયેલાં નેત્રો જોઇને તેમણે કહ્યું: " પ્રિયે ! આ તો તારા પિતાની દુર્દશા એટલું જ નહિ પણ મારી યે આ તો દુર્દશા જ કહેવાય. આ ભયંકર અપમાન હું ગળી જવાનો નથી જ. મહાવૃક્ષને છોડીને તેના આશ્રયે રહેનાર પક્ષીઓનો સંહાર થાય એ ઠીક ન જ કહેવાય. માટે હવે શોક કરશો નહિ; હું શતધન્વાની વેતરણ કરૂં છું." આ રીતે સત્યભામાને સાંત્વન આપી ભગવાન દ્વારકામાં આવ્યા. દ્વારકામાં આવી તેમણે બલદેવને એકાન્તમાં બોલાવી કહ્યું: " મોટા ભાઇ, પ્રસેન જંગલમાં મરાયો, અને સત્રાજિતનું શતધન્વાએ ખૂન કર્યું. હવે એ બંનેના મરણથી સ્યમંતક મણિ આપણને મળવો જોઇએ. માટે ઉઠો, રથ જોડો. શતધન્વાને ખોળી કાઢી તેનો ઘાત કરીએ." બળદેવે પણ આ કાર્યમાં પોતાની સંમતિ આપી.

દરમ્યાનમાં, શ્રીકૃષ્ણ અને બલદેવ પોતાનો કેડો લીધા સિવાય

છોડશે નહિ એમ શતધન્વાને ખાતરી થવાથી તે એકાએક કૃતવર્માની પાસે આવી તેની મદદ માગવા લાગ્યો. પણ કૃતવર્માએ સ્પષ્ટ જણાવી દીધું કે બળભદ્ર અને વાસુદેવની સામે થવાનું મારૂં ગજું નહિ. આથી શતધન્વા અક્રૂર પાસે આવી તેની મદદ માગવા લાગ્યો. અક્રૂરે પણ પોતાની લાચારી બતાવી જણાવ્યું: "એક લાતથી ત્રણે જગતૂને ધ્રૂજાવી નાંખનાર અને સુદર્શન ચક્ર ધારણ કરનાર ભગવાન શ્રીકૃષ્ણ અને મહા-બળવાન બલદેવની સામે થવાની મોટા મોટા દેવતાઓ અને દાનવોની પણ શક્તિ નથી, તો હું શી વિસાતમાં ? માટે ભાઈ, કોઇ બીજાને શરણે જા."

આ વચનો સાંભળી નિરાશ ન થતાં શતધન્વાએ કહ્યું: "જો તમે મારૂં રક્ષણ કરવાને સમર્થ ન હો તો આટલો મણિ તમારી પાસે રાખી શકશો ?"

"જો અંતાવસ્થામાં તમે કોઇને પણ કહો નહિ તો હું એ મણિ મારી પાસે રાખું" અક્રૂરે જણાવ્યું.

"ઠીક, કોઇને નહિ કહું" એમ કબૂલાત આપી શતન્ધવાએ સ્યમંતકમણિ અક્રૂરને હવાલે કર્યો.

પછી શતધન્વા એક જલદ પાણીદાર ઘોડી પર બેસી દ્વારકામાંથી નાસી ગયો. શ્રીકૃષ્ણ તથા બલદેવે પણ પોતાના ચાર ઘોડાવાળા રથમાં બેસી તેની પૂઠ પકડી. થોડા વખતમાં તો ઘોડીએ સો યોજન જેટલો માર્ગ કાપી નાખ્યો પણ પછી તેનાં ગાત્રો ઢીલાં થવા લાગ્યાં, આખરે મિથિલા વનમાં તેણે પ્રાણ છોડયા. હવે મરેલી ઘોડીને મૂકી શતધન્વા જીવ લેઇને દોડવા લાગ્યો. તેને પગે દોડતો જોઇને શ્રીકૃષ્ણે બળદેવને રથમાં બેસાડી રાખી પોતે પણ તેની પાછળ દોડવા માંડયું, બે કોસ દોડયા પછી શ્રીકૃષ્ણે તેને પકડી પાડયો અને સુદર્શન ચક્ર વડે તેનું મસ્તક ઉડાવી દીધું. પછી તેના અંગ ઉપર તેમજ પહેરેલાં વસ્ત્રોમાં મણિની શોધ કરતાં તે જણાયો નહિ ત્યારે ખિન્ન થઇ તેઓ બલદેવજીની પાસે આવી કહેવા લાગ્યા: "ભાઇ, શતધન્વાની પાછળ આટલે સુધી દોડી

તેને મારી નાખ્યો, પણ એ સઘળો શ્રમ વૃથા ગયો: જગતના સારભૂત સ્યમંતક તો એની પાસેથી નીકળ્યો નહિ. હવે શું કરવું ?"

ભગવાનનાં વચનો સાંભળી બળદેવ ક્રોધથી રાતા પીળા થઇ ગયા અને કહેવા લાગ્યા: "અરે કૃષ્ણ, તને ધિક્કાર છે ! ધનનો આટલો બધો લોભ ! જો તું મારો ભાઇ ન હોત તો અત્યારે ક્યારનો યે તને પૂરો કરી નાખ્યો હોત, પણ તું ભાઈ છે એટલે તને માફ કરૂં છું. જા તું તારા રસ્તે, મારે તારૂં કે દ્વારકાનું કે કોઈનું કાંઇ પણ કામ નથી. મારા આગળ હવે વધારે જુઠાણું બોલીશ નહિ." એમ ભગવાનને માથે જુઠો આરોપ મુકી તેઓ વિદેહપુરી તરફ ચાલવા લાગ્યા. શ્રીકૃષ્ણે તેમને સમજાવવા ઘણો યે પ્રયત્ન કર્યો પણ તે એકના બે થયા નહિ, આખરે શ્રીકૃષ્ણે દ્વારકા તરફ પ્રયાણ કર્યું.

બળદેવજી વિદેહપુરીમાં ગયા. ત્યાં જનક રાજાએ તેમનો આદર સત્કાર કરી સારો ઉતારો આપ્યો. બળદેવજી અહીં રહેતા હતા તે દરમ્યાનમાં દુર્યોધને આવી તેમની પાસેથી ગદાયુદ્ધની તાલીમ મેળવી. આ રીતે ત્રણ વર્ષ વીતી ગયાં. આખરે બભ્રુ ઉગ્રસેન વગેરે યાદવોએ વિદેહપુરીમાં આવી બળદેવજીને બહુ સમજાવ્યા અને સ્યમંતક શ્રીકૃષ્ણે લીધો નથી એમ તેમની ખાતરી કરી આપી. ત્યારે તેઓ દ્વારકામાં આવ્યા.

હવે સ્યમંતકમણિ અક્રૂર પાસે છે એ વાતની કોઇને ખબર પડી નહિ. તેણે પણ મણિમાંથી દિન પ્રતિદિન ઉત્પન્ન થતા સુવર્ણ વડે યજ્ઞો કરવા માંડયા. યજ્ઞની દીક્ષા લીધેલા ક્ષત્રિય કે વૈશ્યને મારવાથી બ્રહ્મહત્યાનું પાપ લાગે છે માટે યજ્ઞમાં બેઠેલાનો કોઇ પણ ઘાત કરે નહિ એમ સારી રીતે જાણીને અક્રૂર હંમેશાં યજ્ઞોમાંજ ગૂંથાયલો રહેતો. આ પ્રમાણે તેણે બાસઠ વર્ષ ગાળ્યાં. વળી, સ્યમંતકના પ્રભાવથી દ્વારકામાં અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, દુકાળ મરકી, વગેરે કોઈ પણ રોગનો ઉપદ્રવ થતો નહિ.

એક વખતે સાત્વતના પ્રપૌત્ર શત્રુઘ્નને ભોજકુળના લોકોએ મારી નાંખ્યો. શ્રીકૃષ્ણ તેમને શિક્ષા કરશે એવી બ્હીકથી તેઓ દ્વારકા છોડી

નાસી ગયા. અક્રૂર પણ ભોજકુળનો હોવાથી તે પણ તેમની સાથે નાસી ગયો. પણ અક્રૂરના અને તેથી સ્યમંતકમણિના જવાથી દ્વારકામાં અનાવૃષ્ટિ, સર્પ, મરકી વગેરેનો ઉપદ્રવ શરૂ થયો. આથી બલભદ્ર, ઉગ્રસેન, શ્રીકૃષ્ણ વગેરે યાદવો પરસ્પર વિચાર કરવા લાગ્યા કે આ બધા ઉપદ્રવો એકાએક કેમ ઉત્પન્ન થયા? એનું કારણ શોધી કાઢવું જોઈએ.

આ રીતે યાદવો વિચાર કરતા હતા તેવામાં અન્ધક નામના એક વૃદ્ધ યાદવે કહ્યું: "ભાઇઓ, અક્રૂરનો પિતા શ્વફલ્ક નામે હતો. તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં દુકાળ, મરકી કે અનાવૃષ્ટિનું નામ પણ સંભળાય નહિ. એક વખતે કાશીરાજાના રાજ્યમાં ભયંકર અનાવૃષ્ટિ થવાથી તેમણે શ્વફલ્કને પોતાને ત્યાં આવવા આમંત્રણ મોકલ્યું. શ્વફલ્કના ત્યાં જવાથી તરત જ વૃષ્ટિ થઇ! વળી તે વખતે કાશીરાજાની પત્નીના ગર્ભમાં કન્યા હતી, તે નવ માસ થયા છતાં પણ બહાર નીકળે નહિ. આ પ્રમાણે કન્યાને ગર્ભમાં રહેતાં બાર વર્ષ થયાં છતાં પણ તે બહાર આવી નહિ. ત્યારે રાજાએ કહ્યું: "પુત્રિ! કેમ તું બહાર આવતી નથી? તું બહાર આવ, તારૂં મુખ જોવાની મને ઘણી ઉત્કંઠા છે, શા માટે તારી માને આટલો બધો ત્રાસ આપે છે?" રાજાનાં વચનો સાંભળી કન્યાએ ગર્ભમાંથી ઉત્તર આપ્યો: "પિતાજી, જો આજથી દરરોજ બ્રાહ્મણોને એક એક ગાય આપવા માંડશો તો હજી ત્રણ વર્ષ પછી જરૂર હું ગર્ભમાંથી બહાર નીકળીશ."

કન્યાની વાણી સાંભળી રાજાએ દરરોજ બ્રાહ્મણોને એકેક ગાય આપવા માંડી. આ રીતે ત્રણ વર્ષ પૂરાં થતાં કન્યા બહાર આવી. રાજાએ તેનું નામ ગાન્દિની પાડયું. પછી પોતાના અતિથિ તરીકે રહેલા શ્વફલ્કને તેણે ગાન્દિની કન્યા અર્પણ કરી. આ ગાન્દિની મરણ પર્યંત દરરોજ એક ગાય દાનમાં આપતી. આ શ્વફલ્ક અને ગાન્દિનીનો પુત્ર તે અક્રૂર. આવાં ગુણવાન અને ભાગ્યશાળી માતાપિતાથી ઉત્પન્ન થયેલો અક્રૂર દ્વારકામાંથી જાય ત્યારે દુકાળ મરકી કે અનાવૃષ્ટિનો ઉપદ્રવ થાય એમાં

કાંઇ નવાઇ નથી, માટે પ્રયત્ન કરીને અક્રૂરને પાછો તેડી લાવો. વળી તે આવા ઉત્કટ ગુણવાળો હોવાથી તેનો અપરાધ ક્ષમા કરવો જોઈએ." અન્ધકનાં વચનો સાંભળી રાજા ઉગ્રસેન, શ્રીકૃષ્ણ, બલભદ્ર વગેરે યાદવોએ અક્રૂરની પાસે જઇ તેને અભય વચન આપી પાછો દ્વારકામાં આણ્યો. તેના આવવાથી સ્યમંતક મણિના પ્રભાવને લીધે દ્વારકામાં સઘળા ઉપદ્રવો શાંત થઈ ગયા.

શ્રીકૃષ્ણે મનમાં વિચાર કરવા માંડયો: 'અક્રૂર તે ગાન્દિની અને શ્વફલ્કનો પુત્ર માટે તેનાથી ઉપદ્રવો શાંત થાય એ કાંઇ માન્યામાં આવતું નથી. ઉપદ્રવો શાંત કરનાર કાંઇક બીજોજ પ્રભાવ હોવો જોઈએ. હું ધારૂં છું કે તેની પાસે નક્કી પેલો સ્યમંતક મણિ હોવો જોઇએ જેના પ્રભાવથી આ સઘળી પીડાઓ શાંત થઇ ગઈ. વળી અક્રૂર પાસે એટલી બધી સંપત્તિ તો છે નહિ, છતાં તે એક પછી એક એમ અનેક યજ્ઞો કર્યા કરે છે! આ ઉપરથી પણ એમ લાગે છે કે જરૂર એની પાસે મણિ હોવો જોઈએ.' આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને એક વખતે તેમણે પોતાને ઘેર સઘળા યાદવોને કાંઈક નિમિત્તે ભેગા કર્યા. સઘળા યાદવોના આવી ગયા પછી શ્રીકૃષ્ણે આરંભમાં જુદીજ વાત ઉઠાવી અને છેવટે ઉપસંહારમાં અક્રૂરના તરફ મંદ હાસ્ય કરતાં કહ્યું: "દાનપતિ, અમને એમ ખબર મળી છે કે શતધન્વાએ વિશ્વના સારભૂત સ્યમંતક મણિ તમને સોંપ્યો છે. આપણા રાજ્યને એ મણિથી ઘણો ઉપકાર થયો છે. એવા પરદુ:ખભંજન મણિને તમે તમારી પાસેજ સાચવી રાખશો તો બસ છે; એના પ્રભાવથી આપણે બધા સુખચેનમાં રહીએ છીએ એ કાંઇ ઓછું નથી. પરંતુ આ બાબત ઉપસ્થિત કરવાનું કારણ એટલુંજ છે કે અમારા મોટા ભાઇ બળદેવજી હજી અમારા પર વહેમાય છે, માટે કૃપા કરીને એકવાર તેમને એ મણિ બતાવો, જેથી અમારા પરનું કલંક ધોવાઇ જાય અને એમનું ચિત્ત નિર્મળ થાય."

આ રીતે શ્રીકૃષ્ણની યુક્તિપુર:સર પ્રાર્થના સાંભળીને અક્રૂર પ્રથમ તો મનમાં મૂંઝાયો કે હવે શું કરવું? જો મારી પાસે એ મણિ

નથી એમ કહીશ તો કદાચ મારાં કપડાં ઉતારી જુએ અને તરત કંઠમાં ઘાલેલો મણિ દેખાઈ જાય, માટે ના કહેવી એ ઠીક નહિ. આ પ્રમાણે મનમાં વિચાર કરી અક્રૂરે સભામાં કહ્યું: "ભગવન્! શતધન્વાએ અહીંથી નાસી જતી વખતે સ્યમંતક મણિ મને સોંપ્યો હતો, આપે તેના પ્રાણ લીધા પછી આજ, કાલ, પરમ દહાડે આપ મારી પાસે મણિની માગણી કરશો એમ હંમેશાં ચિંતામાંજ મેં આટલો કાળ વીતાવ્યો છે. એ મણિને સાચવી રાખવાની માથાકૂટને લીધે મને શરીરથી કે મનથી જરાએ સુખચેન મળતું નથી, માટે સમસ્ત રાષ્ટ્રને ઉપકારક એવો આ મણિ આપજ આપની પાસે રાખો, અગર આપ જેને યોગ્ય ગણતા હો તેનેજ આપો." એમ કહી અક્રૂરે પહેરેલાં વસ્ત્રો તળેથી સુવર્ણની એક દાબડી કાઢી અને તેમાંથી મણિ કાઢીને સભાની વચ્ચે મૂક્યો. આ ચકચકિત મણિના પ્રકાશથી આખી સભા ઝગઝગવા લાગી.

મણિને સભાની વચમાં જોતાંજ સર્વ યાદવો "વાહ! વાહ!" પોકારવા લાગ્યા. બલદેવજીએ કહ્યું: મેં અને કૃષ્ણે આ મણિ ભેગા લેવાનો વિચાર કર્યો હતો. વળી, 'આ તો મારા પિતાનો મણિ, માટે તે મારોજ છે' એમ સત્યભામા કહેવા લાગ્યાં. એક બાજુ બલદેવજી અને બીજી બાજુ સત્યભામા એ બન્નેની મણિ માટેની ઇચ્છા જોઇ શ્રીકૃષ્ણે ધાર્યું કે આ તો સુડી વચ્ચે સોપારી જેવી આપણી સ્થિતિ થઇ. તેથી જરાક ઉંડો વિચાર કરીને તેમણે એક ત્રીજોજ રસ્તો શોધી કાઢ્યો અને સભા વચ્ચે કહ્યું: "અક્રૂરજી, તમોએ આ મણિરત્ન યાદવસભામાં દેખાડી મારૂં કલંક ધોઇ નાખ્યું છે તે માટે તમારો ઋણી છું. મેં અને મોટા ભાઇએ એ મેળવવાનો નિશ્ચય કર્યો હતો એ વાત સાચી છે; તેમજ એ સત્યભામાના પિતાનો હોઇ એ એનું પિતૃધન છે એ વાત પણ કોઇથી ના પાડી શકાય તેમ નથી. વળી આ મણિની શરત એવી છે કે તે હંમેશાં બ્રહ્મચર્યવ્રત પાળનાર પવિત્ર આદમીની પાસેજ રહી શકે અને એ રીતે સમસ્ત રાષ્ટ્રને ઉપકાર થઈ શકે. પરંતુ જો સંસારી અને અપવિત્ર આદમી તેને રાખવાનો પ્રયત્ન કરે તો તેથી તેનો

પોતાનોજ ઘાત થાય છે. તેથી સ્પષ્ટજ છે કે સોળ હજાર સ્ત્રીઓવાળો હું એ મણિરત્ન રાખવાને અસમર્થ છું ! વળી, સત્યભામા પણ તેને શી રીતે રાખી શકે ? વળી, અમારા વડીલ બળદેવજી પણ સાંસારિક ઉપભોગોનો ત્યાગ શી રીતે કરી શકે ? માટે અક્રૂરજી, આ બધા યાદવો, આ મોટાભાઇ અને આ સત્યભામા એ સઘળાં આપને પ્રાર્થના કરે છે કે આપજ એ મણિ ધારણ કરવાને સર્વ રીતે લાયક છો. આપની પાસે રહેવાથી તે સમસ્ત રાષ્ટ્રને ઉપકારક થઈ પડશે, માટે રાષ્ટ્રના પર ઉપકાર કરીને આપજ એને પૂર્વવત્ ધારણ કરશો, અને જરા યે ના કહેશો નહિ એમ હું ઇચ્છું છું. ”

જ્યારે શ્રીકૃષ્ણે આ પ્રમાણે યુક્તિપુરઃસર કહ્યું ત્યારે અક્રૂરથી ના કહેવાયું નહિઃ તેણે મણિનો સ્વીકાર કર્યો. ત્યાર પછીથી અક્રૂર પ્રકટ રીતે જ સ્યમંતક મણિ કંઠમાં ઘાલીને કિરણોની માળાવાળા સૂર્યની માફક ફરવા લાગ્યા.

## ૨૭. શાન્તનુ રાજાની કથા.

કુરુવંશીય પ્રતીપ રાજાને દેવાપિ, શાન્તનુ અને બાહ્લીક એમ ત્રણ પુત્રો હતા. દેવાપિએ બાલ્યાવસ્થામાં જ વિરક્ત થઇ અરણ્યવાસ કર્યો તેથી ગાદી પર શાન્તનુ આવ્યા. શાન્તનુની કારકીર્દિમાં બાર વર્ષ સુધી વરસાદ વરસ્યો નહિ. આથી સમગ્ર પ્રજાનો વિનાશ થશે એમ ભીતિ લાગવાથી રાજાએ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી પૂછ્યું: “ હે દ્વિજ-વર્યો, આપણા રાજ્યમાં કેમ વરસાદ થતો નથી ? શું મારો કાંઇ અપરાધ થયો છે ? ”

બ્રાહ્મણોએ ઉત્તર આપ્યોઃ “ મહારાજ, આપના હાથે અપરાધ થયો છે એમ તો કહી શકાય. આપના મોટાભાઈ હયાત હોવા છતાં

આપ રાજગાદી ભોગવો છો માટે તમે 'પરિવેત્તા' કહેવાઓ એમ ધર્મશાસ્ત્ર કહે છેઃ*

બ્રાહ્મણોની આજ્ઞા સાંભળી રાજાએ પૂછ્યુંઃ "ત્યારે હવે મારે શું કરવું?" બ્રાહ્મણોએ ઉત્તર આપ્યોઃ "જ્યાં સુધી દેવાપિ ભ્રષ્ટ કે પતિત થાય નહિ ત્યાં સુધી આ રાજ્ય તેનું છે માટે તે તેને સોંપવું જોઇએ." પછી બ્રાહ્મણો પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયા.

રાજાના મુખ્ય મંત્રી અશ્મસારીએ તરતજ જે અરણ્યમાં દેવાપિ રહેતો હતો ત્યાં તેને ભ્રષ્ટ અને પતિત કરવા માટે વેદવિદ્યાના વિરોધી લોકોને મોકલ્યા. આ અધર્મી લોકોએ દેવાપિ પાસે જઇએ સરળ મતિ-વાળા રાજપુત્રને વેદ વિરુદ્ધ સમજાવવા માંડયું અને તેની બુદ્ધિમાં મોહ ઉત્પન્ન કર્યો. હવે શાન્તનુ રાજાએ પેલા બ્રાહ્મણોને બોલાવી તેમને સાથે રાખી દેવાપિના અરણ્ય તરફ પ્રયાણ કર્યું. આખરે તેના આશ્રમમાં આવીને બ્રાહ્મણો તેની પાસે ગયા અને નમ્રતાપૂર્વક કહ્યું કે રાજપુત્ર, તમે જ્યેષ્ઠ બંધુ હોવાથી ધર્મશાસ્ત્ર પ્રમાણે તો રાજ્યના અધિકારી છો. માટે રાજધાનીમાં પધારી રાજ્યનો સ્વીકાર કરો.

પરંતુ, તેના ઉત્તરમાં ભ્રષ્ટ બુદ્ધિને લીધે દેવાપિ ધર્મશાસ્ત્રો અને વેદની વિરુદ્ધમાં ગમે તેમ બકવા લાગ્યોઃ એથી ખિન્ન થઈ બ્રાહ્મણોએ શાન્તનુને કહ્યુંઃ "રાજન્! હવે આપણે ચાલો રાજધાની તરફ. દેવાપિને વિશેષ આગ્રહ કરવાની જરૂર નથી. અનાદિ કાળથી ચાલતા આવેલા વેદોને વિષે તે ગમે તેમ અર્થહીન બોલે છે તેથી પરિવેત્તા તરીકેનો

---

* ज्येष्ठे अनिर्विष्टे कनीयान् निर्विशन् परिवेत्ता भवति । परिविण्णो ज्येष्ठः, परिवेदनीया कन्या, परिदायी दाता, परिकर्ता याजकः सर्वे ते पतिताः । ( हारीत ). મોટાભાઈના પરણ્યા પહેલાં જે નાનો ભાઇ પરણે તે **પરિવેત્તા** કહેવાય. આ રીતે જ્યેષ્ઠ ભાઇ, નાનો ભાઇ, પરણેલી કન્યા, કન્યાદાન આપનાર અને પુરોહિત એ સર્વે પતિત થાય છે. ઉપરની વાતમાં પરણવાને બદલે રાજગાદીનાં સુખ ભોગવનાર વિષે કહેલું છે.

દોષ હવે તમારે માથે નથી. હવે અનાવૃષ્ટિનું કારણ જતું રહેવાથી વરસાદ પણ સારી રીતે પડશે."

આ રીતે શાન્તનુ રાજા બ્રાહ્મણો સાથે રાજ્યમાં પાછા આવ્યા. વરસાદ પણ સારી રીતે પડ્યો.

શાન્તનુ રાજાને ગંગાથી સકલશાસ્ત્રસંપન્ન અખંડ બ્રહ્મચારી અને મહાકીર્તિવાળા ભીષ્મ નામે પુત્ર થયા, જે પાછળથી ભીષ્મ પિતામહ નામે પ્રખ્યાત થયા. વળી, શાન્તનુ રાજાને માછીની રૂપવતી કન્યા સત્યવતી સાથે પરણવાની ઇચ્છા થતાં ભીષ્મે કરેલી ભયંકર પ્રતિજ્ઞા વિશ્વવિખ્યાત છે. આ સત્યવતીથી શાન્તનુને ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય એમ બે પુત્રો થયા, જે નાનપણમાંજ મરણ પામવાથી વેદ વ્યાસજીએ શાસ્ત્ર વિહિત નિયોગ વિધિ વડે વિચિત્રવીર્યની પત્નીથી અને દાસીથી ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર એમ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા. આ સઘળી કથા મહાભારતમાં વિસ્તારપૂર્વક આપેલી છે.

---

## ૨૮. શ્રી કૃષ્ણ ભગવાનનું ચરિત્ર.

### શ્રી કૃષ્ણ જન્મ.

સોમવંશના સાત્વત કુળમાં શૂર નામે પુરુષ થઇ ગયા. તેમને મારિષા નામની પત્નીથી વસુદેવ વગેરે દસ પુત્રો થયા. જ્યારે વસુદેવનો જન્મ થયો ત્યારે 'ભગવાનનો અવતાર એમને ત્યાં થશે' એવા આનંદથી દેવોએ નગારાં અને દુંદુભિ વગાડયાં. ત્યારથી વસુદેવનું બીજું નામ આનક–દુંદુભિ પણ કહેવાય છે. ઉગ્રસેન રાજાના વડીલ બંધુ દેવકની પુત્રી દેવકી સાથે વસુદેવનું લગ્ન થયું. દેવકીને પતિ ઘેર વળાવતાં ઉગ્રસેનના પુત્ર કંસે જાતે સારથિ બની પ્રેમથી તેમનો રથ હાંકવા માંડયો. તે વખતે એકાએક આકાશવાણી સંભળાઇ: "અરે મૂઢ, બ્હેનને સાસરે

વળાવતાં તું આટલો બધો શો ફુલાઈ જાય છે ? એ દેવકીનો આઠમો ગર્ભ તારા પ્રાણ લેશે!"

આ આકશવાણી સાંભળતાંજ પોતાના પર વજ્રપાત થયો હોય તેમ ઉન્મત્ત બની, વિવેક તથા સ્નેહ વિસારે મૂકી, કંસ હાથમાં તલવાર લેઈ દેવકી તરફ દોડયો.

દેવકીએ આંખમાં આંસુ લાવી કરગરીને કહેવા માંડયું:—

## દેવકી વિલાપ.

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દશ આંગળી.
હૃદયા ફાટે હો, નયને જળ ભરે;
સુકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે.
માનુષી દેહ ધરી હો, વિપત્ત શી આવડી;
કોણ મૂકાવે હો, નહિ પિતા માવડી.
ભાઇ તેં ઉછેરી હો, નમાઇ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.
મહિયર મારૂં હો, તું મથુરાપતિ.
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
ક્યાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મારૂં દૂખે હો, તાણો મા ચોટલો.
માળા મારી તૂટી હો, પડે કર મુદ્રડી;
દૂખે અંગ લોકડા હો, ખસી મારી ચુંદડી.
વેણી વિખરાણી હો, કાકીએ હોંસે ભરી;
ભલું થાવ દેવનું હો, વાણી એવી ઓચરી.
જે પરણાવે હો, તે વધ કેમ કરે;
મીંઢળ નથી છૂટયાં હો, નવ ગઈ સાસરે.
તંબોળ પરણ્યાનો હો, સુકયો નથી સાવલીએ;
મારો મા, કોડ ભરી હો, લાગું છું પાવલીએ.

જેને ઉછેરી હો, તેને નવ મારીએ;
ઘણું ઘણું વેળાવી હો, મેર પધારીએ.
ગગનવાણી હો, કો વેરણુ મુજતણી;
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બલ મણી.
એમ વલવલતી હો, રોતી ગજગામની,
દેવકી રોતાં હો, રોઇ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, રોયાં બાળક બાહુવાં;
રોયા હય હસ્તી હો, રોયાં નગ્ર ઝાડુવાં.
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવ પતિ;
પણુ નિરદે કંસને હો, દયા નથી આવતી.

પ્રેમાનંદ.

આખરે વસુદેવે વચમાં પડી તેને કહ્યું: "અરે મહાબાહુ કંસરાજ, આ તમારી બ્હેનનો ઘાત કરવો એ મહાપાતક છે. જો તમારી ઇચ્છા હશે તો એને જેટલાં બાળકો અવતરશે તે સઘળાં તમને સોંપી દઇશ." વસુદેવના વચનથી જરા શાંત થયેલા કંસે આખરે દેવકીને જતી કરી.

એવામાં મેરુ પર્વત પર દેવોની સભા ભરાઇ હતી. ત્યાં આવી પૃથ્વી માતાએ દેવોને નમસ્કાર કરી અશ્રુસહિત પોતાની કરુણ કથા કહેવા માંડી: "અરે દેવતાઓ, હાલમાં દૈત્યો પૃથ્વી પર અવતરી પ્રજાને સતત સંતાપી રહ્યા છે. ભગવાન વિષ્ણુએ પૂર્વે મારેલો કાલનેમિ નામે મહા અસુર અત્યારે કંસ રૂપે આવી તેના દુરાચારથી મારાં મર્મસ્થાનોમાં ઘા કરી રહ્યો છે! તે ઉપરાંત અરિષ્ટ વગેરે અનેક દુરાત્માઓ પોતાનાં દુષ્ટ કામોથી મને અત્યંત પીડા પમાડી રહ્યા છે. દેવો, પ્રસન્ન થાઓ અને કાદવમાં પડેલી આ ગાયનો ઉદ્ધાર કરો. હું બીજે કયાં જઈ મારાં રોદણાં રડું? હું આપને જ શરણે આવી વિજ્ઞાપના કરૂં છું કે મારાથી હવે વિશેષ ભાર સહન થઇ શકે તેમ નથી. માટે કૃપા કરી મને રસાતલમાં દબાઇ જતીને તમે બચાવો!"

પૃથ્વીનું કરુણ આક્રંદ સાંભળીને દેવોએ બ્રહ્માજીને પ્રાર્થના કરી. તેથી બ્રહ્માએ કહ્યુંઃ " હે દેવો, ચાલો આપણે બધા સકલ જગત્‌ના આધારભૂત નારાયણ ભગવાનને શરણે જઇએ, જેથી તે પોતાના અંશથી અવતાર લેઇ પૃથ્વીનું દુઃખ દૂર કરી તેને બચાવશે."

આ પ્રમાણે બ્રહ્માજીની આજ્ઞાથી સર્વે દેવો તેમની સાથે ક્ષીર-સમુદ્રના તટ ઉપર ગયા અને વેદની ઋચાઓથી ભગવાનને પ્રસન્ન કર્યા. પછી વિશ્વરૂપ ધારણ કરેલા ભગવાને બ્રહ્માજીને કહ્યુંઃ " હે પ્રજાપતિ, તમારૂં કલ્યાણ થાઓ. તમારી ભક્તિ અને સ્તુતિથી હું પ્રસન્ન થયો છું. મને સર્વ કાંઇ વિદિત છેજ; તમારા આગમનનું પ્રયોજન હું જાણી ગયો છું. અલ્પ સમયમાંજ ભૂતધાત્રી પૃથ્વી સર્વ દુઃખથી મુક્ત થશે. આ મારા ધોળા (સિત) અને કાળા (કૃષ્ણ) એમ બે વાળ પૃથ્વી પર અવતરી તેનો ભાર ઉતારશે. પણ પ્રથમ દેવો પોતાના અંશથી પૃથ્વી પર અવ-તાર લેઇ ઉન્મત્ત બની ગયેલા અસુરો સાથે યુદ્ધ આરંભે એમ હું ઇચ્છું છું. પછી, મારા એક દૃષ્ટિપાતથી ભૂકો થઇને સર્વે દૈત્યો નાશ પામશે એમાં જરા યે સંશય રાખશો નહિ. આ મારો કાળો ( કૃષ્ણ ) વાળ વસુદેવપત્ની દેવકીના ઉદરમાં અષ્ટમ ગર્ભ તરીકે અવતરશે અને તે કંસનો સંહાર કરશે." ભગવાનની અમૃતમય વાણીથી પ્રસન્ન થઇ બ્રહ્માદિ દેવો પાછા મેરુ પર્વત પર આવ્યા.

હવે, દેવોનો આ સઘળો વૃત્તાંત નારદઋષિએ કંસને આવી કહ્યો. એ સાંભળીને કંસનું માથું ફરી ગયું. તેણે દેવકી અને વસુદેવને બંદી-ખાનામાં નાંખ્યાં. વસુદેવ પણ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે જે જે બાળક અવતરે તે તે કંસને સ્વાધીન કરતાં, અને કંસ તેમનો વિનાશ કરતો. આ રીતે કંસે અનુક્રમે વસુદેવના છ પુત્રોને મારી નાંખ્યા. આ છએ પુત્રો તે બીજા કોઇ નહિ પણ હિરણ્યકશિપુના જ પુત્રો હતા, જે ભગ-વાન વિષ્ણુની યોજનાથી યોગનિદ્રા વડે દેવકીના ગર્ભમાં મૂકવામાં આવ્યા હતા. આ છ પુત્રોના મરી ગયા પછી, ભગવાનનો શેષ નામે અંશ દેવકીના ઉદરમાં ગર્ભ તરીકે આવ્યો. પણ ભગવાનની ઇચ્છાથી

યોગનિદ્રાએ તે ગર્ભને ત્યાંથી ઉપાડી વસુદેવની બીજી પત્ની રોહિણીના ઉદરમાં મૂકયો.

ત્યાર બાદ, ભગવાન જાતેજ લોકો પર ઉપકાર કરવા માટે દેવકીના ગર્ભમાં દાખલ થયા. ભગવાનની ઇચ્છાથી યોગનિદ્રા પણ તેજ દિવસે યશોદાના ગર્ભમાં દાખલ થઇ. આ મંગલ અવસરે સર્વ ગ્રહો અનુકૂળ હતા, દિશાઓ પ્રસન્ન હતી. સગર્ભાવસ્થામાં દેવકીનું એટલું બધું તેજ હતું કે કોઇ પણ તેની સામે જોઇ શકતું નહિ. મનુષ્યોથી અદૃષ્ટ રહીને દેવતાઓ ભગવાન વિષ્ણુને ઉદરમાં ધારણ કરનાર દેવકીની અત્યંત હર્ષ અને આદર સાથે સ્તુતિ કરવા લાગ્યા.

પછી વસુદેવે ચતુર્ભુજ, કમલપત્રાક્ષ અને શ્રીવત્સથી સુશોભિત એવું ભગવાનનું પ્રત્યક્ષ સ્વરૂપ જોઇને પ્રસન્ન વાણી તથા મનથી તેમની સ્તુતિ કરી: "હે ભગવન્, હે શંખ–ચક્ર–ગદા–પદ્મ ધારણ કરનાર પ્રભો, મેં આપને ઓળખ્યા. મારા પર કૃપા કરી આ આપનું દિવ્ય રૂપ પાછું ખેંચી લો, નહિ તો દુરાત્મા કંસ આપનું આગમન જાણીને અહીં આવી અમને પીડા કરશે." દેવકીએ પણ નમ્રપણે તેવીજ પ્રાર્થના કરી.

ભગવાને તેના ઉત્તરમાં જણાવ્યું: "તમોએ પૂર્વજન્મમાં મને પુત્ર તરીકે મેળવવા પ્રાર્થના કરી હતી, તેથી મેં તમારા પુત્રરૂપે આજ અવતાર લીધો છે." પછી ભગવાને કેટલીક સૂચનાઓ કરી પુનઃ બાળસ્વરૂપ ધારણ કર્યું. હવે, કંસના ત્રાસથી બચવા માટે વાસુદેવે બાળમુકુંદને એક ટોપલામાં મૂકી, સ્વયં ઉઘડી ગયેલાં કારાગૃહનાં દ્વારમાંથી નીકળી, મથુરા નગર ચીરી અરણ્યનો રસ્તો લીધો. આ વખતે મથુરાના સર્વે ચોકીદારો અને પહેરેગીરો ઘોર નિદ્રામાં પડેલા હતા. આ સમયે વરસાદ પણ ઝરમર ઝરમર વરસી ભગવાનની સેવામાં ઉપસ્થિત થયો હતો. પણ ટોપલામાં રહેલા બાલમુકુંદને વરસાદ ભીંજાવે નહિ તે માટે શેષનાગે જાતે આવી પોતાની ફણા ટોપલા પર અદ્ધર રાખી વસુદેવની પાછળ પાછળ ચાલવા માંડયું.

હવે, વસુદેવે મસ્તક પર ટોપલો મૂકી યમુના ઉતરી પાર જવાનો વિચાર કર્યો. તેથી યમુનાજળ જે હંમેશાં ઉંડું અને તરંગો તથા વમળોથી ભયંકર બનેલું હોય છે તે આ વખતે છીછરૂં અને શાંત બની ગયું. તેથી વસુદેવે આ ઢીંચણસમા જળમાં થઈને રસ્તો કાપવા માંડયો. આખરે તેઓ ગોકુળમાં આવ્યા. આજ વખતે યોગ-નિદ્રાએ પણ નંદગોપની ભાર્યા યશોદાને પેટે અવતાર ધારણ કર્યો હતો. વસુદેવે નંદજીને ઘેરે બાળમુકુંદને મૂકી યોગનિદ્રાને ઉપાડી પાછું ચાલવા માંડયું. હજુ પણ સર્વે લોકો નિદ્રાધીન જ હતા.

એકાએક કારાગૃહમાં નવીન જન્મેલા બાળકનું રુદન સાંભળી પહેરેગીરો જાગી ઉઠયા અને દેવકીને પ્રસવ થયાની ખબર કંસને પહોંચાડી. તરતજ કંસ બંદિખાનામાં આવી પહોંચ્યો; અને દેવકીએ ઘણી યે આજીજી કર્યા છતાં તેણે બાળકીને તેના હાથમાંથી ઝૂંટવી લીધી. પછી કંસે બાળકીના પગ પકડી પત્થર પર પછાડી. પરંતુ તે તો પત્થર પર પટકાઇને મરી જવાને બદલે આકાશમાં ઉડી અને પ્રચંડ અષ્ટભુજા દેવીનું રૂપ ધારણ કરી ક્રોધથી ગર્જના કરી બોલી: "મૂઢ, તું મને મારનાર કોણ? તારો કાળ તો ક્યારનો યે બીજે ઠેકાણે ઉત્પન્ન થઇ ગયો છે. માટે તને જરા પણ બુદ્ધિ હોય તો હવે તારૂં હિત સાધી લે." આ પ્રમાણે બોલીને દેવી અદૃશ્ય થઇ ગયાં.

આ શબ્દો સાંભળી કંસરાજાના મનમાં ઘણો ઉદ્વેગ થયો. તેણે પોતાના મોટા મોટા અસુર સૈનિકોને બોલાવી મસલત કરવા માંડી: "હે વીર અસુરો. મારા તાપથી પીડાયેલા દેવતાઓએ મારો સંહાર કરવા માટે ઠીક ઠીક પ્રયત્નો કરવા માંડયા છે, પરંતુ હું તેમને તણખલા તોલે ગણું છું. ઈંદ્ર તો બાયલો છેજ; શંકર તો તપસ્વી અને ભીખારી એટલે ગણતરીમાં ગણવા જેવોજ નહિ. લાગ જોઇને સોગટી મારનાર વિષ્ણુ છે. પણ મારા આગળ તેનો શો હિસાબ? આદિત્ય અને વસુ-ઓની ગુંજાસ નથી કે તેઓ મારા સામું એક પણ પગલું ભરી શકે! અગ્નિ તો બીચારો મને જોઈને, શીતળ જ થઇ જાય છે! તે દિવસે

યુદ્ધમાં બાણનું માથું એમને એમ રાખીને ઇંદ્ર ઉભી પૂંછડીએ નાઠો હતો તે તમને યાદ તો હશેજ. એક વખતે ઇંદ્રે આપણા રાજ્યમાં વરસાદ અટકાવ્યો હતો, ત્યારે મેં મારાં બાણો વડે વાદળાં ખેંચી આણી વૃષ્ટિ કરાવી હતી તે તો તમે ભૂલ્યા નહિજ હો. અમારા વડીલ જરાસંધ સિવાય પૃથ્વીના બધાજ રાજાઓ આ ચરણની રજ ચૂમી રહ્યા છે, અર્થાત્ તેમાંથી કોઇ પણ માથું ઉંચું કરવાની શક્તિવાળો નથી એ તમે પ્રત્યક્ષ જોયું છે. મને હંફાવવાનો દેવતાઓનો પ્રયત્ન જોઈને મને કેવળ હાસ્ય ઉત્પન્ન થાય છે! છતાં પણ ક્ષુદ્ર શત્રુની પણ ઉપેક્ષા કરવી યોગ્ય નથી એમ નીતિશાસ્ત્ર જણાવે છે, તેથી જેમ બને તેમ દેવતાઓને વિશેષ પીડા થાય તેમ આપણે પ્રયત્ન કરવો જોઇએ. માટે પૃથ્વીપર જે કોઇ ધર્મકાર્યો કે યજ્ઞયાગો કરી દેવતાઓને પુષ્ટિ આપનારા છે તેમનો સર્વથા સંહાર કરવો જોઇએ. તેમાં પણ ખાસ કરીને બળવાન કે ચમત્કારિક બાળક જુઓ તો તેમને પણ જલદી પૂરાજ કરી નાંખવા." આ પ્રમાણે આજ્ઞા આપી કંસે પોતાના જાસુસોને ચોદિશ મોકલી દીધા.

પછી કંસ રાજાએ કારાગૃહમાંથી વસુદેવ અને દેવકીને મુક્ત કરી કહ્યું: "અરે! મેં તમારાં બાળકો નિરર્થક મારી નાંખ્યાં! મારો વિનાશ કરે તેવો બાળક તો અન્યત્ર ઉત્પન્ન થયો છે. હવે જે થયું તે અન્યથા થવાનું નથી, માટે ગઇ ગુજરી ભૂલી જાઓ અને વિશેષ શોક કરશો નહિ. ભાવિ કોઈનું મિથ્યા થતું નથી. જેના આયુષની દોરી પૂરી થઇ હશે તે શી રીતે બચી શકનાર છે? માટે હવે તમે જાઓ અને સુખચેનમાં રહેજો." આ પ્રમાણે આશ્વાસન આપી કંસે તેમને વિદાય કર્યાં.

## બાળલીલા.

તે સમયે નન્દ વગેરે ગોપ લોકો કંસરાજાને વાર્ષિક કર ભરવા માટે મથુરામાં આવેલા હતા. તેમણે જે સ્થળે પડાવ નાંખ્યો હતો

ત્યાં વસુદેવ આવી પહોંચ્યા અને નન્દજીની પાસે જઇ કહ્યું: "પ્રિય મિત્ર, તમોએ રાજાને કર ભરી દીધા હોય તો હવે શા માટે અહીં પડી રહ્યા છો? તમને વૃદ્ધાવસ્થામાં પુત્ર થયો એ જાણી અમારા હૃદયમાં આનંદ માતો નથી, હવે તમે જલદીથી ગોકુળમાં પધારો. વળી, તમને એક બાબતની સુપ્રત કરવાની છે તે એ કે અમારાં વહુ રોહિણીને પેટે પણ પુત્ર અવતર્યો છે તેને તમારે તમારા પોતાનાજ પુત્ર સમાન પાળી ઉછેરવાનો છે."

વસુદેવના શબ્દો સાંભળી નન્દરાય અને બીજા ગોપ લોકોએ પોતાનાં વાસણો ગાડાંમાં ગોઠવી દીધાં અને પોતાના ગામ તરફ બળદોને મારી મૂક્યા.

હવે, કંસરાજાએ ચોતરફ મોકલેલા અસુરોએ પોતાનું પ્રરાક્રમ દાખવવા માંડયું. કૈંક ધર્માત્માઓ અને બાળકોનો વધ થવા માંડયો. આવા રાક્ષસોમાં પૂતના નામે એક ભયંકર રાક્ષસી હતી. તે સુંદર રૂપ ધારણ કરી સ્તનાગ્રે વિષ ચોપડીને ગોકુળમાં આવી. તેણે નંદરાયને ઘેર જઇ મધુરવાણીથી હાવભાવ કરી બાળક કૃષ્ણને ખોળામાં લીધો અને સ્તનપાન કરાવવા માંડયું. સર્વાન્તર્યામી ભગવાને તેના સ્તનને એટલા જોરથી દબાવી ચૂસવા માંડયું કે તે બરાડા પાડવા લાગી. ભગવાને તેને પ્રાણસહિત ચૂસી લીધી હતી તેથી તે પ્રચંડરૂપ ધારણ કરીને શબ થઇ જમીન પર પડી. તેની બૂમો અને ધબાકો સાંભળીને નાના મોટા સઘળા ગોપ લોકો ત્યાં આવી પહોંચ્યા. તેમણે રાક્ષસીના વક્ષ:સ્થળ પર ક્રીડા કરી રહેલા બાળમુકુંદને જોયા અને તરતજ વહાલથી ઉપાડી લીધા. યશોદાએ બાળકને છાતી સાથે ચાંપી દીધો અને 'હાશ, એક ઘાત ગઇ' એમ બોલી ગાયનું પુચ્છ તેમના શરીરે ફેરવ્યું. નંદરાયે પણ ગોમૂત્ર વગેરે પવિત્ર ચીજો આણીને બ્રાહ્મણ પાસે 'હરિ તારૂં રક્ષણ કરો, કેશવ તારૂં રક્ષણ કરો, મહીધર તારૂં રક્ષણ કરો' વગેરે રક્ષામંત્રોના ઉચ્ચાર કરાવ્યા.

એક વખતે ગાડા તળે આળોટતા શ્રીકૃષ્ણ ધાવવા માટે રડતા હતા. ઘણો વખત થયા છતાં જ્યારે યશોદાએ તેમના તરફ ધ્યાન ન આપ્યું ત્યારે તેમણે પગ ઉંચા કર્યા, અને લાત મારી ગાડું ઉંધું કરી નાંખ્યું. આથી ગાડામાં મૂકેલી માટીની ગોળીઓ ભાગીને ચૂરો થઇ ગઇ. આથી મોટો અવાજ થયો, ને ગોપ તથા ગોપીઓ ત્યાં દોડી આવ્યાં. ત્યાં બાળક ભગવાન તો ચત્તા પડીને રમ્યા કરતા હતા. બધાં પરસ્પર પૂછવા લાગ્યાં કે આ ગાડું કોણે ઉંધું વાળ્યું ? આજુબાજુ રમતા બાળકોએ ઉત્તર આપ્યો કે આ બાળ કૃષ્ણે લાત મારીને ઉંધું કરી નાંખ્યું ! આ સાંભળી સૌના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. યશોદાએ ગાડાની અને તેમાંની ભાગી ગયેલી ગોળીઓની દધિ–પુષ્પ–અક્ષતવડે પૂજા અર્ચા કરી !

સમય જતાં બલરામ ( રોહિણી પુત્ર ) અને શ્રીકૃષ્ણ ઘુંટણીયા ભરવા લાગ્યા: આથી તેઓ ઘણી વાર આમતેમ દોડી જાય અને છાણ કે રાખમાં રગદોળાય. ધીમે ધીમે તેઓ ઘરની બહાર નીકળવા લાગ્યા. કોઇ વાર ગાયની પાસે જાય, તો કોઈ વાર વાછરડાની પાસે જઇ તેનું પૂછડું ખેંચે. વૃદ્ધ યશોદા તેમને વારંવાર રોકી રાખતાં થાકી જાય. એક વખત યશોદા બહુ થાકી ગયાં છતાં શ્રીકૃષ્ણ રોકયા રહ્યા નહિ, ત્યારે તેમણે દોરડી વડે એક ઉખળા ( ખાંડણી ) સાથે ભગવાનને બાંધ્યા અને ' જોઉં છું હવે તું કેવો દોડી જાય છે ' એમ કહી ઘરકામ કરવા લાગ્યાં. આ વખતે ભગવાને ઉખળાને ખેંચી બારણા આગળ ઉગેલાં બે યમલાર્જુન વૃક્ષોની વચમાં આણ્યું. તે વખતે બંને વૃક્ષો કડડ અવાજ કરતાં જમીનપર પડયાં. એ અવાજ સાંભળીને સઘળા લોકો ત્યાં દોડી આવ્યા. બે ભયંકર વૃક્ષોની વચમાં ઉખળે બાંધેલા દામોદરને નવા ઉગેલા ઝીણા ઝીણા સફેત દાંત દેખાડી હાસ્ય કરતા જોઇને કોને હસવું ન આવે ? તેઓ સઘળા એકીટશે આનંદપૂર્વક ભગવાનના તરફ જોઈ રહ્યા.

આવા આવા અનેક ઉત્પાતો વ્રજમાં થતા જોઇને ગોપલોકોને

ચિંતા થવા લાગી, તેથી તેઓએ બધા ભેગા મળીને વિચાર કર્યો કે હવે આપણે અહીંયાં રહેવું નહિ. વૃન્દાવન બહુ રમણીય સ્થાન છે. માટે ત્યાં જઈને રહીયે તો ઠીક, એમ વિચાર કરીને સઘળા વ્રજવાસી લોકો પોતાનાં ઢોરઢાંકર, છોકરાં છૈયાં ને રાચરચીલું લેઇને ગાડાં જોડી વૃન્દાવનમાં આવ્યા. ત્યાં અર્ધચંદ્રાકારે પોતાનાં ગાડાં ગોઠવીને તેમણે નિવાસ કર્યો. તેમના આગમનથી પ્રખર ઉનાળો હોવા છતાં પણ ચોતરફ નવી લીલોતરી ઉગી નીકળી અને હરિયાળી જમીન થઇ રહી !

હવે બલરામ અને શ્રીકૃષ્ણની ઉમર સાત વર્ષની થઇ હતી. ગોપબાળકો સાથે તેઓ ગાયો ચરાવવા જંગલમાં જતા; ત્યાંથી પુષ્પની માળાઓ પહેરી, મોરપિચ્છ માથે ધારણ કરી, હાથમાં બંસી બજાવતા જ્યારે તેઓ ગામમાં આવતા ત્યારે તેમને જોઇ વૃન્દાવનના લોકો હર્ષઘેલા થઇ જતા. તેઓ અરણ્યમાં બાળકો સાથે ખૂબ રખડતા; કોઇ વખત વૃક્ષની શીતળ છાયામાં ગાનતાન અને નૃત્ય કરતા, તો કોઇવાર કદમ્બવૃક્ષોમાં આમળી પીપળી રમતા; કોઇકવાર જંગલી ધાતુરસથી શરીર રંગીને અનેક જાતના વ્યાયામ અને રમતો રમતા, તો કોઇ વાર વૃક્ષોતળે પર્ણશય્યામાં નિશ્ચિન્ત નિદ્રા લેતા; કોઈ વખત વાદળાંની ગર્જના સાંભળી સર્વે બાળકો પ્રતિગર્જના કરતા, તો કોઇ વખત સાથે આલાપ કરતા અથવા બંસીના તાલમાં મ્હાલતા. આ રીતે અનેક ક્રીડાઓ કરતા તેઓ વનવનમાં ભટકતા.

એક દિવસે બલરામ ઘેર રહ્યા હતા અને શ્રીકૃષ્ણ એકલા બીજાં બાળકો સાથે ગાયો ચરાવવા નીકળ્યા હતા. યમુના તટ પર ફરતાં કાળી નાગનું રહેઠાણ જોઇ તેઓ વિચાર કરવા લાગ્યા: 'મેં પહેલાં હરાવેલો આ દુષ્ટ કાળીનાગ સમુદ્ર છોડીને પવિત્ર યમુનાજળમાં સંતાયો છે. એના વિષથી દૂષિત થયેલું યમુનાજળ તરસ્યા ગોપ કે ગાયોથી પી શકાતું નથી, માટે મારે એને શિક્ષા કરી દૂર કાઢવો જોઇએ જેથી સર્વ કોઈ નિર્ભયપણે આ યમુનાજળનો ઉપયોગ કરી શકે. દુષ્ટોના સંહાર માટે અને સંતોના ઉદ્ધાર માટે તો મારો અવતાર છે." એમ મનમાં

વિચાર કરી કાછડો વાળી ભગવાને યમુનામાં ઝંપલાવ્યું. આ વખતે પાણીમાં અત્યંત ક્ષોભ લાગ્યો. કાળી નાગના ભયંકર વિષથી તપી ગયેલા પાણી વડે તટ પરનાં વૃક્ષો છંટાતાં તેમાં આગ પેદા થતી. શ્રીકૃષ્ણે કાળીનાગના નિવાસમાં જઇ પોતાના બાહુ ઠોકી મોટો અવાજ કર્યો. એ અપૂર્વ ધ્વનિ સાંભળીને પોતાની વિષમય ફણાઓથી ફુંફાડા મારતો નાગરાજ કાળી પણ એકદમ ખડો થઈ ગયો. તેની આજુબાજુ બીજા કેટલાક નાગો અને નાગણો વીંટાયલાં હતાં. આ બધા નાગોએ શ્રીકૃષ્ણને ચોતરફ ઘેરી લીધા અને તેમને ભયંકર દંશ દેવા માંડયા. હવે, ભગવાને યમુનાજળમાં ઝંપાપાત કર્યો એ જોઈને તટ ઉપર ઉભેલા ગોપ બાલકો શોકથી વિહ્વળ થઇને ગામમાં દોડયા અને મોટા બરાડા પાડવા લાગ્યાઃ "ધાઓ રે ધાઓ! અરે વ્રજવાસી લોકો, ધાઓ! શ્રીકૃષ્ણ તો કાળિનાગના ધરામાં ડૂબી ગયા, માટે ધાઓ રે ધાઓ!"

આ વજ્રપાત જેવાં તીવ્ર વચનો સાંભળીને નંદ, યશોદા તથા સર્વે ગોપ ગોપીઓ જીવ લેઇને યમુના તટપર દોડી આવ્યાં. તેમણે સ્વચ્છ યમુનાજળમાં ધારી ધારીને દૃષ્ટિ કરી તો ત્યાં નાગપાશમાં લપટાયેલા શ્રીકૃષ્ણને તેમણે જોયા અને આ દૃશ્ય જોતાંજ તેઓ પ્રથમ તો સ્તબ્ધ જ થઈ ગયાં, પણ થોડીવાર પછી ભાન આવતાં તેઓ અનેક રીતે વિલાપ કરવા લાગ્યાં.

"અરે બેટા કૃષ્ણ! તું કયાં ગયો? આવ, આ વૃદ્ધ પિતાને ઉત્તર તો આપ!" એમ બોલતાં બોલતાં નંદરાય ધરણી પર ઢળી પડયા. વૃદ્ધ યશોદાએ મર્મ ચીરી નાંખે તેવો વિલાપ કરવા માંડયોઃ

## યશોદા વિલાપ.

મ્હારૂં માણેકડું રીસાવ્યું રે—શામળીયા.
ત્હારા મનમાં એ શું આવ્યું રે—શામળીયા.
હું અપરાધણ માતાને મૂકી, શા માટે ઝંપલાવ્યું રે—શામળીયા.
કાલિન્દીનું કાળું પાણી, માંહે વસે કાળો કાળિ;
હવે આશા તે શી મળવાની, કેમ આવે વનમાળી રે—શામ૦ ૧

સંતાનરૂપી મોટું ધન તે કરમે લીધું લૂંટી,
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પડયું કેમ છૂટી રે—શામ૦ ૨
પુત્ર પામી હું છેલ્લે આશ્રમે, ઉછેર્યો પ્રતિપાળી;
નીપન્યો રસ ઢળી ગયો, હું વિજોગ આગે બાળી રે—શામ૦ ૩
નાકે મોતી પાય ઘુઘરી, મોર મુગટ શિર ધારી;
ફરી રૂપ હું ક્યાંથી દેખું, હાંરે આત્રે ગૌ ચારી રે—શામ૦ ૪
કાને કુંડળ મુખમાં મોરલી, સાંજે ગોકુળ આવે;
ભૂખ્યો છું કહી પેટ દેખાડી, મા કહી મને બોલાવે રે—શામ૦ ૫
પીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરૂ માગે:
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગે રે—શામ૦ ૬
તું પ્રાણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળ સખાની કોણ વલે, આ ગાયો હીસી હીસી મરશે રે—શામ૦ ૭
ઉંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે;
મોર પોપટ ને પુતળી, તારે રમકડે કોણ રમશે રે—શામ૦ ૮
કાંઇ તું ગયો ને હું જીવું છું, ઓછા સગપણ માટે;
સાચું વહાલ તો તાંહાં જણાએ, સાંભળતાં હૈડું ફાટે રે—શામ૦ ૯
કાષ્ટપેં પાષાણ કઠિણ છે, તેપેં કઠિણ છે લોહું;
વજ્રતુલ્ય છે કાળજ મારૂં, લોકને દેખાડું શું મોઢું રે—શામ૦ ૧૦
તેં મખાંતર દડાનું કીધું, મનમાં દુઃખ કાંઈ આવ્યું;
ઉખળનું બંધન આજ સંભાર્યું, તે માટે ઝંપાવ્યું રે—શામ૦ ૧૧
(પ્રેમાનંદ)

ગોપીજનો પણ દુઃખથી ગદ્‌ગદ્‌ થઈ રડવા લાગી: “હવે વ્રજમાં પાછા જઇ શું કરવું છે? શ્રીકૃષ્ણ વિના વ્રજ કેવું! સૂર્ય વિના દિવસ કેવો? ચદ્ર વિના રાત્રિ કેવી? ચાલો, આપણે બધાં આ ધરામાંજ જલ-સમાધિ લઇએ.”

આ રીતે મરવાને ઉત્સુક થયેલાં સર્વને જોઈ બલદેવજીએ તેમને આશ્વાસન આપી અટકાવ્યાં, અને વ્રજવાસીઓની ગભરામણ તથા દુઃખ

વિષે ભગવાનને સંભળાવ્યું, તેમજ અવતારનું પ્રયોજન પણ તેમને સંભારી આપ્યું.

તરતજ, ભગવાને નાગપાશમાંથી પોતાની જાતને છૂટી કરી, કાલિનાગની એ ત્રણ ફણાઓ નીચી નમાવી તે પર પોતે નૃત્ય કરવા લાગ્યા. ભગવાનના ચરણુની લાતોથી કાલિનાગની ફણાઓ ઉપર કેટલાક ઘા થયા, અને તેમાંથી લોહી નીકળવા લાગ્યું. ભગવાનના આ તાંડવ નૃત્યથી થોડી વારમાંજ કાલિનાગ થાકી ગયો અને મ્હોંમાંથી લોહી ઓકતો જમીન પર મૂર્છામાં પડયો. પોતાના પતિને આવી માઠી અવસ્થામાં આવેલો જોઇને નાગપત્નીઓ ભગવાનને શરણે આવી કરુણ સ્વરથી સ્તુતિ કરવા લાગીઃ " હે ભગવન્! હે જગત્‌ના સ્વામી! અમે મૂઢ લોકોએ આપને ઓળખ્યા નહિ. અમારો અપરાધ ક્ષમા કરો. હે હે નાથ! પ્રસન્ન થાઓ અને અમારા પતિને બચાવો. પતિ એજ સ્ત્રીઓનો પ્રાણ છે."

એવામાં કાલિનાગ પણ ઉઠીને સ્તુતિ કરવા લાગ્યોઃ " હે ભગવન્! હે દેવાધિદેવ! ક્ષમા કરો, ક્ષમા કરો. જે દુષ્ટતા મેં કરી છે તે સર્પના જાતિસ્વભાવને લીધે છે. એમાં મારો વાંક નથી. આપે જેવો મને પેદા કર્યો છે તેવો હું છું, માટે મારા પર કૃપા કરી પ્રસન્ન થાઓ."

કાળિનાગની આ નમ્ર પ્રાર્થના સાંભળીને ભગવાન શ્રીકૃષ્ણે તેને આદેશ કર્યોઃ " સર્પ, તારે આ યમુના જળમાં હવેથી રહેવું નહિ, કારણકે તારા નિવાસથી આ ભાગનું સર્વ યમુનાજળ દૂષિત થાય છે. માટે તું સમુદ્રમાં જઇને રહે. તારા મસ્તક પર મારાં પગલાંનાં ચિન્હો જોઇને ગરૂડ પણ તારૂં નામ લેશે નહિ. માટે નિર્ભયપણે તું અહીંથી ચાલ્યો જા." ત્યાર પછી તેમણે કાલિનાગને છોડી દીધો અને પોતે પ્રસન્ન વદને બહાર નીકળ્યા. તેમને જોતાં ગોપ અને ગોપિકાઓના જીવમાં જીવ આવ્યો. મૃત્યુના મુખમાંથી પાછા આવેલા ભગવાનને જોઇ સર્વે તેમને વળગી પડયાં અને આનંદાશ્રુથી ભીંજાવ્યા. ત્યાર બાદ તેઓ સઘળાં સરઘસના રૂપમાં ગામમાં આવી પહોંચ્યાં. કાલિનાગ પણ ભગવાનના

આદેશ પ્રમાણે પોતાના પરિવાર સાથે યમુનાજળમાંથી નીકળી સમુદ્રમાં રહેવા ગયો. ત્યાર પછીથી યમુનાનું જળ પુનઃ સ્વચ્છ થયું અને સર્વના ઉપયોગમાં આવવા લાગ્યું.

એક વખતે શ્રીકૃષ્ણ અને બલરામ ગાયોને ચરાવતા રમ્ય તાલવનમાં આવી પહોંચ્યા. ત્યાં ગર્દભના રૂપમાં ધેનુક નામનો એક રાક્ષસ રહેતો હતો. તે વન્ય પ્રાણીઓને નિર્દયપણે મારી તેમને દુઃખ આપતો હતો. આ તાલવનમાં પાકેલાં તાડફળો જોઇને ગોપ બાળકોએ વિનંતી કરીઃ "હે કૃષ્ણ, હે બલરામ, આ વનમાં ધેનુક રાક્ષસ રહે છે, તેથી તેની બ્હીકથી અહીં કોઈ આવી શકતું નથી. માટે અહીંઆં આ પક્વ ફળો લટકી રહ્યાં છે, પણ એ રમ્ય ફળો જોઇને ખાવાનું મન થઇ જાય છે માટે આપણે થોડાંક પાડીએ તો ઠીક."

ગોપ બાળકોની વિનંતી સાંભળીને શ્રીકૃષ્ણ અને બલરામે પથરાવડે યથેચ્છ ફળો પાડયાં. ફળો નીચે પડયાના ધબ ધબ અવાજ સાંભળીને ધેનુક ગધેડો લાતો ઉછાળતો ત્યાં આવી પહોંચ્યો. નજીકમાં આવતાંજ તેણે બલરામની છાતીમાં પાછલા પગે લાત મારી. બલરામે પણ તેના તેજ પગ પકડીને તેને ચકર ચકર ફેરવી ઉંચે તાલવૃક્ષ તરફ ફેંકયો. ત્યાંથી ધબ દઇને નીચે પડતાં પડતાં પરોપકારી ધેનુકે અનેક પક્વ ફળો નીચે પાડયાં! ધેનુક પંચત્વને પામ્યો. ત્યાર પછીથી તાલવનમાં વ્રજની ગાયો સુખથી ચરવા લાગી.

ધેનુકનો વધ કરી આનંદમાં મસ્ત થયેલા બલરામ અને શ્રીકૃષ્ણ ભાંડીર વટ (વડ) તરફ ચાલ્યા, ત્યાં આવી એ મહાવડમાં તેઓ ગોપબાળકો સાથે અનેક જાતની ક્રીડા કરતા ફરવા લાગ્યા. કોઇક વખત તેઓ ઝાડને દોરડાં બાંધી મોટા હીંચકા ખાતા; કોઇક વાર મલ્લકુસ્તી કરી અખાડા જમાવતા. ઘડીક દૂર લક્ષ્ય રાખી તાકવાની રમતો રમતા, તો ઘડીકમાં પરસ્પર પથરે રમતા. આ પ્રમાણે ગોપબાળકો બલરામ અને શ્રીકૃષ્ણની સાથે વ્યાયામ કરતા હતા, એવામાં ગોવાળીયાનોજ વેશ ધારણ કરીને પ્રલમ્બ નામનો એક અસુર આવ્યો. તે પણ ગોપબાળકોની

રમતમાં ભળી ગયો. આ વખતે બાળકો બબ્બેની જોડ બાંધીને કૂદતા કૂદતા જવાની રમત રમતા હતા. આ રમતમાં પ્રત્યેક જોડીમાંથી જે હારે તેણે પોતાનાભીરૂને ઉંચકીને મૂળસ્થાન સુધી લેઇ જવો જોઈએ. શ્રીદામા કરીને એક ગોપ અને શ્રીકૃષ્ણ એ બેની જોડી થઇ, અને બલરામ તથા પ્રલંબની જોડી બની. તેમાં શ્રીદામા અને પ્રલંબ બંને હાર્યા, તેથી તેમણે શ્રીકૃષ્ણ અને બલરામને, તેમજ અન્ય ગોપોએ પોત-પોતાના જિતેલા જોડીદારોને ઉંચકીને દોડવા માંડયું. આ વખતે પ્રલંબ તો બલરામને ઉંચકીને બીજે રસ્તેજ નાસવા લાગ્યો. પણ બલરામની કાયા ઉંચકીને તેને થાક લાગવાથી તેણે પોતાનું પ્રચંડ રૂપ ધારણ કર્યું. તરતજ પોતાની નીચે ગોપબાળને બદલે એક બળેલા પર્વત જેવા રાક્ષસને જોઇને બલરામે 'કૃષ્ણ, કૃષ્ણ' કરીને જોરથી બૂમ મારી; અને તે સાથેજ તેમણે પોતાના સમસ્ત બળવડે રાક્ષસના માથા પર એવો મુષ્ટિ પ્રહાર કર્યો કે તે રુધિર ઓકતો પૃથ્વી પર પડયો, તેની આંખો ફાટી ગઇ અને તેનો આત્મા યમસદનમાં પહોંચી ગયો.

પછી શરદઋતુ આવતાં ગોપલોકો ઇંદ્રના માનમાં ઉત્સવ કરવાની તૈયારીઓ કરવા લાગ્યા. તે વખતે શ્રીકૃષ્ણે વૃદ્ધ ગોપોને પૂછયુંઃ "અરે વડીલો, આ શક્રોત્સવ તે શું ?" તેના ઉત્તરમાં નન્દજીએ કહ્યુંઃ "બેટા, મેઘનો રાજા તે ઇંદ્ર, અને તેમની કૃપાથીજ મેઘ વરસે છે. મેઘના વર-સવાથી ઘાસ પાન અને દાણો થાય છે જેનું ભક્ષણ કરીને ગાયો આપ-ણને દૂધ આપે છે ને માણસો જીવે છે. જ્યાં મેઘ વરસે નહિ ત્યાં દુકાળ પડે છે, ઢોરઢાંકર અને મનુષ્યો 'પાણી પાણી' પોકારતાં મરી જાય છે. પણ જ્યાં પ્રમાણસર વરસાદ વરસે છે ત્યાં લીલાલ્હેર થઇ રહે છે. માટે વર્ષાઋતુ ગયા પછી સર્વે રાજાઓ અને મનુષ્યો ઇંદ્રિ રાજાનો ઉપ-કાર માની ઉત્સવ કરે છે."

આ પ્રમાણે નન્દરાયનો ઉત્તર સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યુંઃ "તાત, આપણે ખેડુતો નથી; તેમ વહેપારીઓ પણ નથી. આપણે અરણ્યવાસી કહેવાઇએ. મનુષ્ય જેના વડે જીવે છે તે તેનો દેવ; અને તેનીજ તેણે પૂજા–અર્ચા કરવી જોઇએ. એકનો લાભ ઉઠાવીને માણસ બીજાની પૂજા

કરે તો તેમાં તેનું કદી પણ શ્રેય થતું નથી. ખેતીનો અંત સીમા, સીમાનો અંત વન અને વનનો અંત પર્વત છે; માટે આપણે ગોપલોકોનો મોટો દેવ તો પર્વત કહેવાય. વળી, એ પણ પ્રસિદ્ધ વાત છે કે ટોળાબંધ ફરનારા ગોપલોકો જેવા સુખી છે તેવા ઘરમાં રહેનારા શહેરીઓ અગર તો ખેતરમાં રહેનાર ગામડીયા પણ સુખી નથી. પિતાજી, વળી એમ પણ આપણા સાંભળવામાં આવ્યું છે કે આ પર્વતો અરણ્યમાં અનેક સ્વરૂપો ધારણ કરીને પરિક્રમણ કરે છે, અને વનવાસીઓને હાનિકર્તા પશુ-પક્ષીઓનો વાઘ-સિંહ રૂપે વિનાશ કરે છે. માટે આ શક્રયજ્ઞને બદલે આપણે ગિરિયજ્ઞ તથા ગોયજ્ઞ કરીએ. ભલે ખેડુતો અને વહેપારીઓ ઈંદ્રયજ્ઞ કરે, આપણે શામાટે તે કરવો જોઇએ? આપણે તો આપણાં પશુઓનું રક્ષણ કરનાર આ ગોવર્ધન પર્વતનું યથાવિધિ અર્ચન કરીએ. સઘળા ગોપલોકો પોતાનાં દૂધ દહિં લેઇને આવે, સેંકડો બ્રાહ્મણોને ભોજન અપાય અને ગાયોને પુષ્પની માળાઓ પહેરાવાય એથી શું વિશેષ આપણે જોઇએ?"

શ્રીકૃષ્ણનાં વચનો સાંભળીને નંદરાય અને બીજા ગોપજનો આનંદથી બોલી ઉઠયા: "વાહ! વાહ! કૃષ્ણ, તેં ઠીક કહ્યું, ચાલો તારા મત પ્રમાણેજ આપણે કરીશું." પછી તેઓ ગિરિયજ્ઞ કરવાની તૈયારીઓ કરવામાં રોકાયા.

વ્રજવાસીઓએ ગોવર્ધન પૂજા અને ગોયજ્ઞ મોટા ઠાઠમાઠથી પૂર્ણ કર્યા. આ વાતની ઈંદ્રને ખબર પડી તેથી તેણે સંવર્તક નામના મેઘ-સમૂહને આજ્ઞા કરી: "એક બાળક કૃષ્ણની ઉશ્કેરણીથી આ વ્રજવાસી ગોપોએ મારી અવજ્ઞા કરી શક્રયજ્ઞ બંધ કર્યો છે, તો તેમને તથા તેમનાં પશુઓને વૃષ્ટિ અને પવનથી એટલી પીડા કરો કે જેથી તેમની બુદ્ધિ ઠેકાણે આવે અને તેઓ ફરીથી આવું કામ કરતાં વિચાર કરે." ઇંદ્રની આજ્ઞાનુસાર થોડીવારમાં તો વંટોળીયા ને વાવાઝોડા, તથા ગાજવીજ સાથે મૂસળધાર વરસાદ પડવા લાગ્યો. જોતજોતામાં તો એટલું બધું પાણી પડયું કે પૃથ્વી, આકાશ અને દશે દિશાઓ એક થઇ ગયાં. તે સાથે અંધકાર એટલો બધો ફેલાયો કે ઉપર નીચે કાંઇ પણ દેખાય

નહિ. આ પૂરમાં કેટલીક ગાયો તણાઇ ગઇ, કેટલીક મરી ગઇ અને કેટલીકનાં વાછરડાં ધસડાઇ ગયાથી કરુણપણે આક્રંદ કરવા લાગી. આ રીતે સર્વ ગોપલોકો તથા ગાયોને દુઃખી જોઇને ભગવાને વિચાર કર્યો: 'હાં, આ તો શક્રયજ્ઞ બંધ થવાથી ક્રોધમાં આવેલા ઇંદ્રે પરાક્રમ દાખવવા માંડયું છે. હવે તો આ આખા સમુદાયનું રક્ષણ કરવાનું મારે શિર છે.' એમ વિચારી તેમણે ગોવર્ધન પર્વતને મૂળમાંથી ઉખાડી એક આંગળી પર મોટા છત્રની માફક ધારણ કર્યો અને સર્વે ગોપલોકોને પોતપોતાનાં ઢોરઢાંકર અને રાચરચીલા સાથે તેની તળે સુરક્ષિત રહેવા માટે બોલાવ્યાં. આ રીતે સર્વે ગોપલોકો ત્યાં આરામથી રહેવા લાગ્યા. સાત દિવસ અને સાત રાત્રિ સુધી આ મૂસળધાર વરસાદ એક સરખી રીતે પડયા કર્યો, છતાં પણ ગોપલોકો અને તેમનાં ઢોરોને કાંઇ પણ ઇજા નહિ થયેલી જોઇને ઇંદ્રે વરસાદ અટકાવ્યો. જ્યારે બધું વાતાવરણ નિરભ્ર અને સ્વચ્છ થયું, ત્યારે ગોપલોકો પાછા પોતપોતાને સ્થાનકે ગયા, અને ભગવાને ગોવર્ધન પર્વતને તેના સ્થાનકે પાછો ગોઠવી દીધો. આ અદ્ભુત દૃશ્ય જોઇ સર્વેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

હવે ઇંદ્રના ગર્વનું ગંજન થયેલું હોઇ તે મનમાં પસ્તાયો અને ભગવાનને શરણે આવ્યો. ગોપકુમારોથી વીંટળાયલા, ગાયો ચારતા અને અદશ્ય રહેલા ગરુડની પાંખો રૂપી છત્રથી છવાયેલા ભગવાનની પાસે આવી ઇંદ્રે સ્મિતપૂર્વક કહ્યું: "પ્રભો, મને ક્ષમા આપશો. મારો ઉત્સવ બંધ થવાથી ગુસ્સે થઇ મેં આ પ્રમાણે કર્યું હતું, પરંતુ ભગવાને મહાગિરિનું છત્ર બનાવી સર્વનું રક્ષણ કર્યું છે. આ અદ્ભુત કાર્યથી મને ખબર પડી કે આપ પરમેશ્વરે ભૂમિનો ભાર ઉતારવા માટેજ અવતાર ધારણ કર્યો છે. ગાયોનું રક્ષણ કર્યાથી આપે 'ગોવિન્દ' નામ સાર્થક ધારણ કર્યું છે. હે ભગવન્! મારી એટલીજ વિનંતી છે કે મારા અંશથી અવતાર ધારણ કરેલા અર્જુનનું આપ કૃપા કરી રક્ષણ કરશો." આ રીતે નમ્ર બનેલા ઇંદ્રની પ્રાર્થના સાંભળી ભગવાને તેના અપરાધની ક્ષમા આપી. પછી ઇંદ્ર રાજા ભગવાનને નમસ્કાર કરી સ્વર્ગમાં પાછો ગયો.

# રાસક્રીડા.

વર્ષાઋતુ પૂરી થઇને શરદ્ ઋતુ બેઠી હતી; આકાશ કેવળ નિરભ્ર અને સ્વચ્છ, રાત્રે ચંદ્રિકાનો રૂપેરી પ્રકાશ અને તેમાં ડોકીયાં કરી રહેલાં શ્વેત કુમુદનાં પુષ્પો, મધુમત્ત થયેલા ભ્રમરોના ગુંજારવથી નિનાદિત થયેલ વનરાજિ અને મંદમંદ વહેતા શીતળ, મધુર અને સુવાસિત પવનની લહેરો આ સઘળી શરદની મનોહારી શોભા જોઇને કિશોર–અવસ્થામા આવેલા શ્રીકૃષ્ણ ભગવાને ગોપીઓ સાથે રાસક્રીડા કરવાનો અભિલાષ ધર્યો. એક રાત્રે તેમણે બંસીનો અત્યંત મધુર સૂર જગવ્યો, અને લોહચુંબક જેમ લોહને ખેંચે તેમ ગોપીજનો બંસીના નાદની દિશામાં ખેંચાવા લાગીઃ તરતજ પોતાનાં ઘરબાર છોડીને તેઓ શ્રીકૃષ્ણની પાસે આવી પહોંચી. જે ગોપીઓ વડીલોની મર્યાદા અગર શરમથી ન આવી શકી તે ઘરમાં રહીને આંખો બંધ કરીને શ્રીકૃષ્ણનું જ ધ્યાન ધરવા લાગી. કેટલીક ગોપીઓ બંસીના નાદ પ્રમાણે તાલ આપી ગાવા લાગી, કેટલીક તેમના મુખપર સ્તિમિત દૃષ્ટિ રાખીને સ્તબ્ધ થઇ ઉભી, કેટલીક 'કૃષ્ણ' 'કૃષ્ણ' એમ બોલતી નાચવા લાગી, કેટલીક પ્રેમના આવેશમાં આવી તેમની સાથે અડોઅડ ઉભી રહેતીઃ આ રીતે ગોપીઓનું ટોળું રાસક્રીડા માટે તત્પર થયેલું અને પોતાની જાતને કૃતકૃત્ય માનતું ત્યાં આવી ઉભું.

એકાએક શ્રીકૃષ્ણ ત્યાંથી અંતર્હિત થઇ ગયા. તેથી સઘળી ગોપીઓ આખા વૃંદાવનમાં તેમની શોધમાં નીકળી પડી. મુખમાં શ્રીકૃષ્ણનું જ રટણ અને મનમાં કૃષ્ણનુંજ ચિંતન કરતી ગોપિકાઓ અનેક પ્રકારે કૃષ્ણનું અનુકરણ કરવા લાગીઃ એક કહેઃ ' જો બ્હેન, હું કૃષ્ણ બની. એના જેવું જ સુંદર ચાલું છું !'

બીજી કહેઃ 'અરે જો, હું કૃષ્ણ બની ગાઉં છું !'

ત્રીજી કહેઃ 'અરે દુષ્ટ કાલિનાગ, ઉભો રહે. આ હું કૃષ્ણ આવ્યો, તારૂં અભિમાન હવે ઉતારૂં છું !'

'અરે ગોપલોકો! નિર્ભય થાઓ, વરસાદથી બ્હીશો નહિઃ આ હું ગોવર્ધન ઉપાડું છું!' ચોથી કહે.

'આ મેં ધેનુક રાક્ષસને પછાડયો! હવે આપણી ગાયો નિરાંતે અરણ્યમાં વિચરો!'

ગોપીઓનું એક ટોળું કૃષ્ણને શોધતાં શોધતાં વ્યગ્ર બની ગયું. એકે જમીન પર જોઇ ઇર્ષ્યાથી કહ્યું: 'અલિ, જો જો, મનોહર ચાલથી ચાલનાર કૃષ્ણનાં આ પગલાં. હાં, જરૂર એમની સાથે કોઇક ભાગ્યશાળી ગોપી હોય એમ લાગે છે; જો એનાં પગલાં પણ આ રહ્યાં... ઠીક, આ જગ્યાએ કૃષ્ણે ફુલ વીણ્યાં હશે, આ એનાં અર્ધા પગલાં દેખાય છે...વળી, જો, અહીં તો તેમણે ગોપીને ફૂલથી શણગારી લાગે છે, આ બધાં ફૂલ વેરાયલાં છે ને, વાહ, વાહ!'

બીજીએ કહ્યું: 'અલિ, જો આ રસ્તેજ કૃષ્ણ દોડી ગયા છે, ને પેલી ગોપીને ભારે શરીરને લીધે પાછળ ઘસડાતું પડયું છે!'

'પણ અહીં તો બંને હાથમાં હાથ મેળવીને સાથે ચાલ્યાં હોય એમ લાગે છે' ત્રીજીએ કહ્યું.

'અલિઓ, અહીંઆં તો લુચ્ચાએ બિચારીને તરછોડી હોય એમ લાગે છે...જો બિચારી નિરાશ થઇને પાછી ફરી હોય એવાં પગલાં જણાય છે. અહીંથી એ કાળીગો ઝાડીમાં ભરાઇ ગયો હશે; જો એનાં પગલાં હવે ક્યાં દેખાય છે? આવી ઘોર ઝાડીમાં ચંદ્રનાં કિરણો એ પેસી શકતાં નથી. આપણે એમાં શી રીતે જઇએ....ચાલો પાછાં ફરીએ.'

આ રીતે કૃષ્ણની શોધમાં રખડી રખડીને થાકેલી ગોપીઓ એકચિત્ત થઇને યમુના તટ પર આવી ગીત (ગોપીગીત*) ગાવા લાગી.

---

* 'ગોપીગીત' શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધ–પૂર્વાર્ધ અધ્યાય ૩૧ માં સંપૂર્ણ આપેલું છે. તેનો પ્રથમ શ્લોક આ પ્રમાણે:

जयति तेऽधिकं जन्मना व्रज:
श्रयत इंदिरा शश्वदत्र हि ।
दयित दृश्यतां दिक्षु तावका–
स्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥

એવામાં શ્રીકૃષ્ણ તેમના તરફજ આવતા જણાયા. તરતજ હર્ષોન્મત્ત થઇ તેઓ તેમના તરફ દોડી. શ્રીકૃષ્ણે સર્વને આનંદ આપ્યો.

પછી યમુના તટ પર અપૂર્વ રાસ રચાયો. એકેક ગોપી અને એકેક કહાન એમ શ્રીકૃષ્ણનાં અનેક રૂપો થયાં. નાના પ્રકારની શૃંગાર-ચેષ્ટાઓ કરતી રાસમંડળી ફરવા લાગી.

આકાશમાં દેવતાઓ પણ આ અપૂર્વ લીલા જોઇ સ્તબ્ધ થઈ ગયા. મહાત્માઓ કહે છે: एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रा-मुपजीवन्ति 'જગતનાં પ્રાણીઓ આ આનંદના એક અંશ માત્રનો જ અનુભવ કરે છે.'

---

## કંસવધ.

---

એક દિવસે નારદઋષિએ કંસરાજાની પાસે આવી કહ્યું : "અરે રાજા, તેં 'કૃષ્ણ' એવું નામ તો સાંભળ્યું હશે. એજ દેવકીનો આઠમો ગર્ભ. જન્મતાં વેંતજ વસુદેવ તેને ઉપાડી છૂપી રીતે લેઇને નંદની સ્ત્રી યશોદાની સોડમાં મૂકી આવ્યા. અરે તેજ કૃષ્ણે તમારા મોકલેલા પૂતના વગેરે રાક્ષસોનો સંહાર કર્યો; અને હાલમાંજ રાસક્રીડા વખતે આખલાનું રૂપ લેઇ આવેલા અરિષ્ટ રાક્ષસને પણ શીંગડાં ખેંચી મારી નાંખ્યો."

નારદનાં વચન સાંભળીને કંસને અત્યંત ક્રોધ ચઢ્યો. તેણે યાદવોની સભામાં વસુદેવને તેમજ અન્ય યાદવોને ખૂબ ગાળો દઇ ઠપકો આપ્યો. પણ હવે શું કરે ? અંતે વિચાર કરીને તેણે નિશ્ચય કર્યો કે જ્યાં સુધી બલરામ અને શ્રીકૃષ્ણ બાળકો છે ત્યાં સુધીમાં મુષ્ટિક, ચાણુર વગેરે મહામલ્લો સાથે યુદ્ધ કરાવી તેમનો ઘાણ કાઢી નાંખવો. આ રીતે મનમાં ગાંઠવાળી કંસે એ બંને ભાઇઓને સમજાવી મથુરામાં લાવવા માટે અક્રૂર નામના યાદવને ગોકુળ તરફ મોકલ્યો.

રસ્તામાં જતાં અક્રૂરજી વિચાર કરવા લાગ્યાઃ 'ખરેખર, આજે મારો જન્મ સફળ થયો. આજ હું વિષ્ણુ ભગવાનના મુખારવિંદનું અવલોકન કરી મારાં નેત્રોને કૃતાર્થ કરીશ, તેમની વાણી સાંભળીને મારા કર્ણને પવિત્ર કરીશ, તેમને સ્પર્શ કરીને મારી જાતને સુખી કરીશ. જેના સ્વરૂપને બ્રહ્માદિ દેવો પણ યથાર્થ જાણી શકતા નથી તે પ્રભુ મારા અંગને આજ પાવન કરશે. ખરેખર હું ધન્ય છું!'

આ પ્રમાણે મનમાં વિચાર કરતા અક્રૂરજી ગોરજ સમયે ગોકુળમાં આવી પહોંચ્યા. દૂરથી ગોપબાળકોના ટોળામાં આવતા શ્રીકૃષ્ણને જોઇ 'હું અક્રૂર છું' એમ ગદ્‌ગદ્ કંઠે બોલી તે ભગવાનના ચરણમાં ઢળી પડયા. ભગવાને પણ તેમને પ્રેમથી આલિંગન આપ્યું. પછી ઘેર પહોંચી નંદ યશોદા વગેરેને મળી તેઓએ આનંદથી ભોજન કર્યું અને પછી પરસ્પર વાર્તાલાપ શરૂ કર્યો. શિષ્ટાચાર પ્રમાણે ખુશાલીના સમાચાર પરસ્પર પૂછાયા પછી અક્રૂરે ઘણીજ અનિચ્છાએ મથુરાના સમાચાર કહેવા માંડયા; તેમાં નારદના કહેવાથી કંસે વસુદેવને કેવો ઠપકો આપ્યો, દેવકીને કેટલો ત્રાસ આપ્યો, વૃદ્ધરાજા ઉગ્રસેનને કેદખાનામાં નાંખી કેટકેટલું દુઃખ આપ્યું અને આપતો તે સર્વ વિસ્તારપૂર્વક કહ્યું. અને દુષ્ટ કંસે પોતાને (અક્રૂરજીને) શા માટે ગોકુળમાં મોકલ્યા તે પણ પ્રસંગોપાત્ત તેમણે કહી નાંખ્યું. સઘળું કહ્યા પછી તેમને અત્યંત ખેદ થયો.

પછી શ્રીકૃષ્ણે અક્રૂરજીને કહ્યું : "અક્રૂર, તમે શા માટે ચિંતા કરો છો? હું અને રામ આવતી કાલે તમારી સાથેજ મથુરા આવીશું. અમારી સાથે બીજા વૃદ્ધ ગોપલોકો પણ ભેટની સામગ્રીઓ લેઇને આવશે. પછી ત્રણ દિવસમાં કંસ અને તેના સલાહકારોનું નિકંદન થઈ જશે એમાં જરા પણ શંકા રાખવી નહિ."

× × ×

બીજે દિવસે સવારમાં અક્રૂરની સાથે મથુરા તરફ પ્રયાણ કરવાને

તત્પર થયેલા રામ–કૃષ્ણને જોઇ ગોપીજનો અત્યંત દુઃખી થઈ રુદન કરવા લાગીઃ "અરે રે ! ગોવિન્દ મથુરામાં ગયા પછી પાછા ગોકુળમાં આવનાર નથી, શી રીતે આવે ? ત્યાં નગરની વિલાસી સ્ત્રીઓની મધુ–મધુરી વાણી સાંભળ્યા પછી આ ગામડાની ગોપીઓ તેમને સાંભરશે નહિ ! સમસ્ત ગોકુળના પ્રાણરૂપ કૃષ્ણને ખેંચી લેઇ ક્રૂર વિધિએ અમને જીવતા છતાં મુડદાં કરી નાંખ્યાં છે. અરે રે ! આ તો રથ હંકાયો; ક્રૂર અક્રૂરે આપણને છેતર્યાંઃ શું એ આપણો પ્રેમ જાણતો નથી કે અહીંથી શ્રીકૃષ્ણને ખેંચી જાય છે ? અને આ ગોવિન્દ પણ નિર્દય થયા લાગે છેઃ તે આપણો ત્યાગ કરીને ચાલ્યા ! તેમને જતા અટકાવીશું ? ના, ના. વડીલોના સમક્ષમાં એ તો અનુચિત કહેવાય ! અરે પણ આ વિરહાગ્નિથી બળી જઇએ છીએ તેની કોઇ દરકાર રાખતું નથી ! કોઇ તેમને અટકાવતું પણ નથી ! ખરેખર આપણે તો હવે મરી ગયાં! મથુરાની નારીઓનાં ભાગ્ય આજ ખુલશે ! એમણે શાં શાં પુણ્ય કર્યાં હશે કે નયનમનોહર ગોવિન્દનાં દર્શન કરી તેઓ બડ-ભાગી થશે ! અહીં કૃષ્ણના ગયા પછી તેમના પ્રેમની સાથે આપણાં કંકણો પણ શિથિલ થઇ જશે ! અરે રે ! આ ક્રૂર હૃદયના અક્રૂરે તો ઘોડા મારી મૂકયા. આ અનાથ ગોપીઓ તરફ કોઇને દયા પણ નથી આવતી ! "

આ પ્રમાણે ગોપીઓ શ્રીકૃષ્ણને સંભારતી વિલાપ કરવા લાગી. રામ, કૃષ્ણ અને અક્રૂર એક જલદ રથમાં બેસીને મધ્યાહ્ન સમયે યમુના તટ પર આવી પહોંચ્યા. ત્યાં સ્નાનાદિ નિત્ય નિયમથી પરવારી ભોજન વગેરે કરી મથુરા તરફ પુનઃ પ્રયાણ શરૂ કર્યું. સાંજ પડતા પહેલાં તો તેઓ મથુરાની બાગોળે આવી પહોંચ્યા. અહીં અક્રૂરે રામ–કૃષ્ણને કહ્યું, " કંસને શંકા ન આવે માટે તમે બંને પગે ચાલતા નગરમાં જાઓ. વસુદેવને ત્યાં જતા નહિ. હું પાછળથી રથમાં બેસી આવું છું. "

અક્રૂરજીની સૂચના પ્રમાણે બલરામ અને શ્રીકૃષ્ણે મથુરામાં પ્રવેશ

કર્યો. રાજમાર્ગ પર હાથીનાં બચ્ચાંની માફક આનંદ મસ્તીમાં ચાલતા આ ભાઇઓને જોઇ સૌ કોઇમાં નેત્રો શીતળ થતાં. એવામાં માર્ગની બાજુએ રંગબેરંગી વસ્ત્રો લેઈ જતા એક ધોબીને જોઈ તેની પાસેનાં સુંદર વસ્ત્રોની માગણી કરી. તે કંસનો ખાસ ધોબી હતો, તેથી અભિમાનથી તેણે બે ચાર ગાળો ચપોડી તેમને વસ્ત્રો આપવાની ના કહી. તેનાં કટુવચનો સાંભળી શ્રીકૃષ્ણે લપડાક મારી તેને જમીનપર નાંખ્યો એને યમસદનમાં મોકલી દીધો. પછી બંને ભાઇઓએ પોતાને મનગમતાં વસ્ત્રો પહેરી, માળીને ત્યાં જઇ ફુલની માળાઓથી સુશોભિત બની આગળ ચાલવા માંડયું. વળી, માર્ગમાં જતાં તેમણે હાથમાં ચંદનનો સુગંધિ કટોરો ધારણ કરી ચાલતી એક નવયૌવના કુબ્જા (બેડોળ સ્ત્રી)ને જોઇ. તેના તરફ મંદ સ્મિત કરી શ્રીકૃષ્ણે કહ્યું: "અરે કમલપત્રાક્ષિ ! આ ચંદન કોને માટે લેઈ જાઓ છો ?" શ્રીકૃષ્ણનું મનોહર રૂપ જોઇ કુબ્જાએ પ્રેમપૂર્વક કહ્યું: "મહારાજ, કંસરાજાને માટે આ ચંદન લેઈ જાઉં છું. બીજા કોઇના હાથે ઘસેલું ચંદન રાજાજી સ્વીકારતા નથી. તોપણ જો આપને એ જોઇતું હોય, તો લ્યો એ પ્રેમપૂર્વક આપને સમર્પણ કરૂં છું." એમ કહી કુબ્જાએ રામ-કૃષ્ણના શરીરપર ચંદનનો લેપ કર્યો. પછી શ્રી કૃષ્ણે તેને હડપચીથી પકડી પોતાના પગવડે તેના પગ દબાવી જરા ખેંચીને કુબ્જાને સીધી સ્વરૂપવાન બનાવી. આથી અત્યંત પ્રસન્ન થઇ કુબ્જાએ પોતાને ઘેર પધારવા માટે ભગવાનને ખૂબ આગ્રહ કર્યો, પરંતુ તેમણે જણાવ્યું. "ભદ્રે, અહીં જે કાર્ય માટે હું આવ્યો છું તે કાર્ય સમાપ્ત કરીને હું તારે ત્યાં આવીશ."

પછી બલરામ અને શ્રીકૃષ્ણ ધનુઃશાલા તરફ ચાલ્યા. ત્યાં આવી તેમણે કંસનું મહાધનુષ પકડીને ખૂબ ચઢાવ્યું અને તડતડ અવાજ કરી તોડી નાંખ્યું. આ ટંકાર આખા મથુરામાં સંભળાયો. કંસે પણ રક્ષકો પાસેથી ધનુર્ભંગનો વૃત્તાંત સાંભળીને ચાણુર, મુષ્ટિક વગેરે મલ્લોને રામ-કૃષ્ણનો વધ કરવા માટે આજ્ઞા આપી. વળી કુવલયાપીડ નામના હાથીને પણ અખાડાની બહાર ઉભો રખાવી તેના પગ તળે રામ-કૃષ્ણને

કચરાવી નાંખવાનો હુકમ માહુતોને આપ્યો. તે રાત્રે કંસને ભયંકર સ્વપ્નો આવ્યાં.

બીજે દિવસે અખાડામાં મલ્લકુસ્તી જોવા માટે પ્રેક્ષકોનાં ટોળે-ટોળાં ખડકાઇ ગયાં. રાજાઓ અને રાજકુટુંબનાં ણાણુસો ઉંચા માંચડાઓ ઉપર બેઠા. એક બાજુએ સ્ત્રીઓ માટે પણ ગોઠવણ કરેલી હતી. દેવકી પણ 'આ અન્તકાળે પુત્રનું મુખ જોઈ લઉં' એમ વિચાર કરી ત્યાં આવ્યાં હતાં. એક બાજુએ અક્રૂર અને વસુદેવ પણ બેઠા હતા. એવામાં સરણાઇઓ અને નોબતોનો અવાજ થયો, અને નેકી પોકારાતાં રાજા કંસ પણ ત્યાં આવી પહોંચ્યો. સૌથી ઉંચા માંચડા પર તેને માટે સિંહાસન ગોઠવેલું હતું ત્યાં જઇને તે બેઠો.

પછી અખાડાનું કાર્ય શરૂ થયું. ચાણૂર અને મુષ્ટિક ગર્વથી ખોંખારા કરી સાથળ પર હાથ ઠોકવા લાગ્યા. એવામાં દરવાજા બહારથી પ્રચંડ કોલાહલ સંભળાયો. "એ શું ? એ શું ?" એમ સર્વ કોઈ પરસ્પર પૂછતા હતા એવામાં લોહીથી રંગાયલા શરીરો વડે, રમતા રમતા બલરામ અને શ્રીકૃષ્ણ અખાડામાં આવી પહોંચ્યા. કોઇકે બૂમ મારી કહ્યું: "કુવલયાપીડ હાથીને મારીને આ બે કુમારો અહીં આવી પહોંચ્યા છે !" શ્રીકૃષ્ણ રંગમંડપમાં ભિન્ન ભિન્ન લોકોને ભિન્ન ભિન્ન રૂપે દેખાય: વસુદેવ દેવકીને પોતાના બાળક રૂપે જણાયા, કંસ તથા મલ્લલોકોને કાળરૂપે જણાયા, અને ઇતર લોકોને સુંદર મનોહર ઘનશ્યામ રૂપે ભાસ્યા.

શ્રીકૃષ્ણ અને બલરામ અખાડામાં ઉતર્યા, ત્યારે લોકોને આ સુકુ-માર કુમારો અને પેલા વજ્રકાય મલ્લો એ બેનું યુદ્ધ હાસ્યાસ્પદ લાગ્યું ! ક્યાં યૌવનમાં પ્રવેશ કરતા કોમળ રામ અને કૃષ્ણ, અને ક્યાં તારુણ્ય શિખરે પહોંચેલા વજ્રસમા મલ્લો ! આખરે શ્રીકૃષ્ણ અને ચાણુરની જોડી બંધાઇ. શરૂઆતમાં જાતજાતના દાવપેચો રમી ભગવાને તેને થકવી નાંખ્યો, તેના બળનો ક્ષય થતો ગયો. પછી એકાએક તેને પકડી ઉંચે ફેરવી ભગવાને તેને જમીન પર એવા જોરથી પટક્યો કે તેના પ્રાણ

નીકળી ગયા. બળરામે પણ મુષ્ટિકને માથામાં તથા છાતીમાં લાત મારી છૂંદી નાંખ્યો. એક બીજી જોડી તોસલક નામના મલ્લ સાથે બંધાઇ અને તેણે પણ પ્રાણ ખોયો. આ જોઇ બીજા મલ્લો તો હેબતાઇ ગયા અને અખાડામાંથી જીવ લેઇને નાઠા.

પછી કૃષ્ણે પોતાના ગોપમિત્રોને હાથે ખેંચી ખેંચીને બાળક્રીડા કરવા માંડી. આ સઘળું દૃશ્ય જોઈ કંસનો મિજાજ ઠેકાણે રહ્યો નહિ. તેણે જોરથી બરાડી નોકરોને હુકમ કર્યાઃ " આ પાપી નંદને બેડીથી જકડો; વસુદેવને ગરદન મારો; અને મારી સમક્ષમાં ગમે તેમ બબડતા આ ગોવાળીઆઓને કેદ કરો. "

આ પ્રમાણે કંસ હુકમો છોડતો હતો એવામાં શ્રીકૃષ્ણ કંસના માંચડા પર કૂદ્યા અને તેના વાળ પકડી અખાડામાં નાંખ્યો. શ્રીકૃષ્ણ પણ તેના ઉપર જ પડયા. આ જગદાધારના ભારથીજ કંસ ચગદાઇ ગયો અને તેના પ્રાણ નીકળી ગયા. તેના મૃત શરીરને વાળથી ઝાલી અખાડામાં આમતેમ ધસડયું. એવામાં કંસનો ભાઇ સુમાલી ક્રોધથી રાતો પીળો થઇ ત્યાં આવી પહોંચ્યો. તેની પણ કંસના જેવીજ દશા થઇ. આખા રંગમંડપમાં હાહાકાર વર્તાઇ રહ્યો. દેવો આનંદમાં આવી વાદ્યો વગાડવા લાગ્યા. પછી બલરામ અને શ્રીકૃષ્ણે દેવકી–વસુદેવના ચરણમાં મસ્તક મૂકી ક્ષમા યાચી જણાવ્યુંઃ " હે માતા, હે પિતા, ઉત્કટ ઇચ્છા છતાં પણ કારણવશાત્ આપનાં પવિત્ર દર્શન અમને મળી શક્યાં નહિ તે માટે અમને ખેદ થાય છે ! માતપિતાની પૂજાસેવા કર્યા વિનાનું જીવન અફળ છે. હવે અમને ક્ષમા આપશો. " વસુદેવ અને દેવકીએ પુત્રોનાં ઓવારણાં લીધાં.

પછી શ્રીકૃષ્ણે વૃદ્ધ યાદવોને પ્રેમ અને નમ્રતાથી પ્રણામ કરી કંસની પત્ની, માતા વગેરેને આશ્વાસન આપ્યું, અને વૃદ્ધ ઉગ્રસેન રાજાને કેદખાનામાંથી છોડાવી ગાદી પર બેસાડયા અને કહ્યુંઃ "મહારાજ, અમે આપના દાસ છીએ, માટે નિઃશંકપણે આ સેવકોને આજ્ઞા કરો.

જોકે યયાતિના શાપથી આ વંશ રાજ્ય કરવાને લાયક નથી, તો પણ હું આપની સેવામાં છું ત્યાં સુધી દેવો પર પણ શાસન કરવાને આપ સમર્થ છો તો પછી આ પૃથ્વીના શા ભાર છે ? "

પછી સઘળું રાજ્ય વ્યવસ્થિતપણે ચાલવા લાગ્યું.

## ગુરુને ઘેર.

કેટલાક સમય પછી બલરામ અને શ્રીકૃષ્ણ સર્વજ્ઞ હોવા છતાં પણ શિષ્ટાચારને માન આપીને અવંતીના પ્રખ્યાત આચાર્ય સાંદીપનિ ઋષિને ત્યાં અધ્યયન કરવા માટે ગયા. ત્યાં ગુરુની અત્યંત પ્રેમથી શુશ્રૂષા કરીને ચોસઠ દિવસમાં સઘળી શસ્ત્રાસ્ત્ર વિદ્યાઓ શીખ્યા. પછી તેમણે ગુરુને ગુરુદક્ષિણા માટે વિજ્ઞાપના કરી. ઋષિએ આવા અલૌકિક શિષ્યો પાસેથી અલૌકિક ધન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પ્રભાસમાં સમુદ્રમાં ડૂબી ગયેલા પોતાના પુત્રને લાવી આપવાની યાચના કરી. તરતજ સાન્દીપનિ ગુરુને પ્રણામ કરીને શ્રીકૃષ્ણ અને બલરામ સમુદ્ર પાસે આવ્યા અને ગુરુપુત્ર વિષે માગણી કરી. સમુદ્રદેવે બહાર આવી હાથ જોડી જણાવ્યું: " મહારાજ ! સાન્દીપનિ ઋષિના પુત્રનું મેં હરણ કર્યું નથી, પણ મારા જળમાં પંચજન નામનો એક દૈત્ય રહે છે તેણે એ બાળકનું અપહરણ કરેલું છે. "

તરતજ તેમણે પાણીમાં પ્રવેશ કરી પંચજનને માર્યો. પછી શ્રીકૃષ્ણ તેનાં હાડકાંથી બનેલો પાંચજન્ય નામનો શંખ હાથમાં ધારણ કરીને બહાર નીકળ્યા. ત્યાંથી યમપુરીમાં જઇ વૈવસ્વત યમની પાસેથી દુઃખ પામતા બાળકને પાછો લીધો અને ગુરુની પાસે આવી સોંપ્યો. આ અલૌકિક ગુરુદક્ષિણાથી પ્રસન્ન થયેલા ગુરુની આશિષ લેઇને બલરામ અને શ્રીકૃષ્ણ પછા મથુરામાં આવી પહોંચ્યા.

# કાલયવનનો સંહાર.

પોતાના જમાઇ કંસના મરણુની વાત સાંભળીને મગધદેશનો રાજા જરાસંધ મોટું સૈન્ય લેઇને શ્રીકૃષ્ણુનો સંહાર કરવા માટે મથુરામાં આવ્યો. તેણે મથુરાને ઘેરો ઘાલી પડાવ નાંખ્યો. પણ શ્રીકૃષ્ણુ અને બલરામે થોડાક સૈનિકો સાથે રાખીને તેને હરાવી પાછો કાઢી મૂક્યો. આ રીતે જરાસંધ અઢાર વખત મથુરાપર ચઢી આવ્યો અને અઢારે વખત સખ્ત હાર ખાઇને તે પાછો ગયો.

× × × × ×

એવામાં કાલયવન* નામનો એક મદોન્મત્ત રાજા યાદવો પર ચઢી આવ્યો. અનેક હાથી ઘોડા અને સૈનિકોથી ઉભરાતા લશ્કર વડે તેણે મથુરાને ઘેરો ઘાલ્યો. આ વખતે શ્રીકૃષ્ણે વિચાર કર્યો: 'શત્રુઓ તરફથી મથુરાને વારંવાર ઘેરો ઘાલવામાં આવે છે, તેથી હવે એવું એક નિર્ભય સ્થાન બનાવવું જોઇએ કે જ્યાં બેસી સ્ત્રીઓ પણ યુદ્ધ કરી શકે!' આ રીતે વિચાર કરી તેમણે સમુદ્ર પાસે બાર યોજન જમીન માગી અને ત્યાં દ્વારકા નિર્માણુ કરી. ત્યાં સર્વ યાદવો અને તેમની સ્ત્રીઓ તથા બાળબચ્ચાં અને સરસામાન વગેરેને પોતાની શક્તિથી

---

* કાલયવનના જન્મની કથા આ પ્રમાણે છે: ગાર્ગ્ય નામના માણસને તેના સાળાએ યાદવોના સમક્ષમાં મશ્કરીમાં કહ્યું: "તું તો ષંઢ (નપુંસક) છે, તેથી તને પુત્ર નથી." આ સાંભળી સર્વ યાદવો હસ્યા. આથી તેણે ક્રોધમાં આવી બાર વર્ષ સુધી ઘોર તપશ્ચર્યા કરી ભગવાન શંકરને પ્રસન્ન કર્યા અને પુત્રની માગણી કરી. ભગવાનના વરદાનથી તેને યાવની સ્ત્રીમાંથી કાલયવન નામનો કાળા રંગનો પુત્ર થયો. તે મોટો થતાં મદોન્મત્ત થઇ ગયો. તેણે એક વખતે નારદને પૂછ્યું: "મહારાજ! પૃથ્વીપર કયા કયા બળવાન રાજાઓ છે?" ત્યારે નારદે કહ્યું: "પૃથ્વી પર યાદવોજ અત્યંત બળવાન છે." તેથી તેણે મથુરાપર સ્વારી કરી.

મૂકી મથુરા ઉજ્જડ જેવું બનાવ્યું. પછી પોતે નિઃશસ્ત્ર થઈને મથુરાનો દરવાજો ઉઘાડી ચાલવા માંડયું. કાલયવન પણ દ્વંદ્વ યુદ્ધ કરવાની ઇચ્છાથી તેમની પાછળ દોડયો. ખૂબ દૂર નીકળી ગયા પછી શ્રીકૃષ્ણ એક જીર્ણ ગુફામાં પેસી ગયા અને તેમની પાછળ કાલયવન પણ પેઠો. પરંતુ ગુફામાં તો સોડ તાણીને સૂતેલા એક માણસને તેણે શ્રીકૃષ્ણ ધારી લાત મારી. આથી તે માણસ જાગ્યો અને બેઠો થઇ ક્રોધથી તેના તરફ જોવા લાગ્યો. તરતજ તેના શરીરમાંથી અગ્નિની જ્વાળા પ્રકટ થઇ અને તેના વડે કાલયવન બળીને ભસ્મ થઇ ગયો. પછી પેલા માણસે પાસે ઉભેલા ભગવાનને પૂછ્યું: "આપ કોણ?" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો: "ચંદ્રવંશીય યાદવોના કુળમાં ઉત્પન્ન થયેલ વસુદેવનો હું પુત્ર છું." આ શબ્દો સાંભળી તેને વૃદ્ધ ગર્ગઋષિના વચનનું સ્મરણ થયું, તેથી તે ભગવાનને નમસ્કાર કરી કહેવા લાગ્યો: "ભગવન્! હું મુચકુન્દ રાજા છું. પૂર્વે દેવદાનવોના યુદ્ધમાં અસુરોને હરાવી હું અત્યંત થાકી ગયો હતો તેથી મેં દેવતાઓ પાસેથી નિદ્રાનું વરદાન માગી લીધું હતું. તેથી પ્રસન્ન થયેલા દેવોએ મને કહ્યું: 'રાજન્! તમે ઘણા કાળ સુધી સુખે નિદ્રા ભોગવો. જે કોઇ તમને ઉંઘમાંથી જગાડશે તે તમારા નેત્રના અગ્નિથી બળીને ભસ્મ થશે.' વળી ગર્ગઋષિએ પણ મને કહ્યું હતું કે અઠ્ઠાવીસમા યુગમાં દ્વાપરના અંત ભાગમાં યાદવકુળમાં ભગવાન વિષ્ણુનો અવતાર થશે. તે પ્રમાણે આજ આપ મારા પર કૃપા કરી અહીં પધાર્યા છો, એમાં મને જરા પણ સંદેહ નથી.

**अहमत्यन्तविषयी मोहितस्तव मायया।**
**ममत्वगर्वगर्तान्तः भ्रमामि परमेश्वर॥**

હે પ્રભો! હું આપની માયાથી મોહિત થઈ વિષયોમાં રચ્યો પચ્યો રહેલો છું. હે પરમેશ્વર! સ્વાર્થના અભિમાન રૂપી ખાડામાં હું સડયા કરૂં છું."

આ પ્રમાણે મુચકુન્દ રાજાની સ્તુતિ સાંભળીને ભગવાન પ્રસન્ન થયા. તેમણે કહ્યું: "રાજન્! મારી કૃપાથી તમે દિવ્યલોકમાં જાઓ

અને ત્યાં દિવ્ય ભોગો ભોગવો. ત્યાર પછી તમે મોક્ષ પામશો."

આ રીતે પ્રસન્ન થયેલા મુચકુન્દ રાજા ભગવાનને પ્રણામ કરી ગુહાની બહાર નીકળી જોવા લાગ્યા તો તેમને ચોતરફ વેંતીયાં માણસો દેખાયાં. તે પરથી કળિયુગ આવી લાગ્યો છે એમ જાણીને તેઓ તપ કરવા માટે ગન્ધમાદન પર્વત પર નરનારાયણના આશ્રમ તરફ ચાલ્યા.

---

## બલરામ વૃન્દાવનમાં

---

યાદવો સર્વ રીતે નિર્ભય બની દ્વારકામાં રાજ્ય કરતા હતા. એવામાં બલરામને પોતાના પૂર્વપરિચિત વૃન્દાવનમાં જવાની ઇચ્છા થઇ. તેથી તેઓ ગોકુળમાં આવી સર્વ ગોપ ગોપીઓને મળ્યા અને પ્રેમથી વાર્તાલાપ કરવા લાગ્યા. પરસ્પરના સમાચારની આપ લે થયા પછી કેટલીક ગોપીઓએ મહેણાં મારી કરવા માંડયું: " કેમ બલરામ, નગરની સ્ત્રીઓના પ્રિય બનેલા તમારા ભાઇ સુખચેનમાં તો છે ને ? એમને અહીંનો વાર્તાલાપ, રાસક્રીડા, સંગીત સાંભરે છે ? વૃદ્ધ યશોદા માતાને મળવા કદી પણ એ આવશે કે ? અરે, પણ એ વાતજ શા માટે સંભારવી જોઇએ ? બીજી જ વાતો કરો. એ જૂઠો છે, કૃતઘ્ન છે ! એને માટે અમે શું શું નથી કર્યું ? એની ખાતર અમે પિતાનો ત્યાગ કર્યો, માતાનો ત્યાગ કર્યો, ભાઇઓનો ત્યાગ કર્યો, પુત્રોનો ત્યાગ કર્યો, અરે ભર્તાનો પણ ત્યાગ કર્યો ! બલદેવજી, શું કૃષ્ણ કદી પણ અહીં આવવાની વાત કહાડે છે ખરા ? સાચે સાચું હોય તે કહેજો હો. અમને તો લાગે છે કે કૃષ્ણ કદી પણ અમને મળશે નહિ ! હાય ! કૃષ્ણ ! કૃષ્ણ ! "

બલરામે આ પ્રેમાળ ગોપીઓને આશ્વાસન આપી શાંત પાડી અને શ્રી કૃષ્ણનો સંદેશો તેમને કહ્યો. થોડા દિવસ સુધી બલરામ ત્યાં રહ્યા.

એક દિવસે બલરામને વૃન્દાવનમાં ફરતાં ફરતાં મદિરાનો ગન્ધ આવ-

વાથી પહેલાંની માફક મદિરાપાનની ઇચ્છા થઇ આવી. તેની શોધ કરતાં એક કદમ્બના વૃક્ષ પાસેથી પડતી મધુધારા જોઇ તેઓ ખુબ આનંદિત થયા. તેમણે ગોપ અને ગોપીઓ સાથે ખોબે ખોબે મધુ પીવા માંડયું. આ રીતે અત્યંત શ્રમ અને તાપથી થાકેલા બલરામે યમુનાને આહ્વાન કર્યું: " યમુના, અહીં આવ, મારે સ્નાન કરવું છે. " આ પ્રમાણે વારંવાર બોલાવ્યા છતાં યમુના ન આવી ત્યારે ક્રોધથી રાતા પીળા થઇ જઈ તેમણે હાથમાં પોતાનું હળ લીધું અને જોરથી યમુનાના પ્રવાહને પોતાના તરફ ખેંચ્યો. આ રીતે ભયભીત થયેલી હોય તેમ યમુના વૃંદાવનમાં વહેવા લાગી !

આ પ્રમાણે બે માસ સુધી ગોકુળમાં રહીને પછી બલરામ દ્વારકામાં પાછા આવ્યા, અને રૈવતરાજાની પુત્રી રેવતી સાથે લગ્ન કર્યું*

---

## રુકિમણી

વિદર્ભદેશમાં કુંડિનપુર નગરમાં ભીષ્મક નામે રાજા રહેતો હતો. તેને રુકિમણી નામે રૂપવતી કન્યા હતી. તેનું મન શ્રી કૃષ્ણ સાથે પરણવાનું હતું, પરંતુ જરાસંધની સૂચનાથી ભીષ્મક રાજાએ પોતાની પુત્રીને શિશુપાલને આપવાનો નિશ્ચય કર્યો; અને તે પ્રમાણે જરાસંધ વગેરે સઘળા રાજાઓ આ વિવાહ પ્રસંગને માટે કુંડિનપુરમાં આવ્યા. રુકિમણીની ઇચ્છાને માન આપીને શ્રીકૃષ્ણ પણ બલદેવજી તથા બીજા યાદવોને સાથે લેઇને ત્યાં આવ્યા હતા.

પછી વિવાહને દિવસે કુળના રિવાજ મુજબ રુકિમણી નગરદેવીનું પૂજન કરવા માટે દાસીઓ સાથે દેવીના મંદિરમાં આવ્યાં. આ વખતે સૌના દેખતાં શ્રી કૃષ્ણે રુકિમણીનું હરણ કરી તેમને રથમાં બેસાડી રથ

---

* રેવતીના વિવાહની વાત ઉપર આવી ગઇ છે. જુઓ કથા ૧૪ મી: રેવતી–ઉપાખ્યાન.

હાંકી મૂકયો. બળદેવજી બીજા યાદવોને લેઇને રાજાઓ સાથે યુદ્ધ કરવા પાછળ રહ્યા.

જ્યારે નગરમાં રુક્મિણીના અપહરણની ખબર પડી, ત્યારે શિશુપાલ, જરાસંધ, દન્તવક્ર વગેરે મહારથીઓ પોતપોતાનાં સૈન્યો લેઇને શ્રી કૃષ્ણની પાછળ દોડયા, પરંતુ તે બધાને બલરામે હરાવી નસાડયા. વળી રુકમી નામે રુક્મિણીનો ભાઇ હતો તે કૃષ્ણની પાછળ દોડયો. તેને પોતાના તરફ આવતો જોઈ ભગવાને પોતાનો રથ ધીમો કર્યો. તે પાસે આવતાંજ શ્રી કૃષ્ણને ગાળો દેવા લાગ્યો, પણ ભગવાને તેને જલદીથી હરાવી મારી નાંખવાનો નિશ્ચય કર્યો. એવામાં પ્રેમાળ રુક્મિણીએ ભગવાનને પ્રાર્થના કરી: "ભગવન્! મારે આ એકજ ભાઇ છે, તેને મારો નહિ; આટલી ભ્રાતૃભિક્ષા મને આપો." રુક્મિણીની માગણીથી ભગવાને રુકમીને માર્યા વિના છોડી દીધો. તેથી રુકમીએ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે કુંડિનપુરમાં નહિ પેસતાં ભોજકટ નામનું નવું શહેર વસાવ્યું અને ત્યાં પોતાનો મુકામ કર્યો.

પછી શ્રી કૃષ્ણે દ્વારકામાં આવીને રાક્ષસવિધિ* પ્રમાણે રુક્મિણી સાથે લગ્ન કર્યું.

કાલાન્તરે રુક્મિણીને મદન (કામદેવ)ના અંશરૂપ પ્રદ્યુમ્ન નામે પુત્ર થયો. 'એ મને મારશે' એવી બ્હીકથી શંબર નામના રાક્ષસે છઠ્ઠે દિવસે સુવાવડના ઓરડામાંથી તે બાળકનું અપહરણ કરી સમુદ્રમાં નાખી દીધો.

---

* ધર્મશાસ્ત્રમાં આઠ પ્રકારના વિવાહ માનેલા છે:

**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथाऽसुरः ।**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः॥ मनु० ६।२१॥**

અર્થાત્ બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ. તેમાં લડાઇ કરી બલાત્કારથી અથવા કપટથી કન્યાનું હરણ કરી સંયોગ કરવો તે **રાક્ષસ વિવાહ** કહેવાય છે. [ વિશેષ માટે જુઓ મનુસ્મૃતિ (અધ્યા૦ ૩) અથવા યાજ્ઞવલ્કય ( આચાર૦ ૫૮–૬૧.) ]

ત્યાં એક મહામત્સ્ય તેને ગળી ગયો. જ્યારે માછી લોકોએ સમુદ્રમાં જાળ નાંખી, ત્યારે બીજાં માછલાંઓ સાથે પેલો મત્સ્ય પણ પકડાયો. એ મોટો અને સુંદર મત્સ્ય હોવાથી માછીઓએ શંબરાસુરને તે ભેટ તરીકે આપ્યો. શંબરે તેને રસોઇયાઓના ઉપરી તરીકે નીમેલી માયાવતી નામની સ્ત્રીને સોંપ્યો. માયાવતીએ મત્સ્યને ચીરતાં તેના પેટમાંથી મદનના જેવો સ્વરૂપવાન બાળક જોયો. એવામાં નારદઋષિ ત્યાં આવી પહોંચ્યા અને તેમણે માયાવતીને અથેતિ સઘળો ઇતિહાસ કહ્યો, તેથી માયાવતી તે બાળકને પ્રેમપૂર્વક ઉછેરવા લાગી. જ્યારે તે ઉમ્મર-લાયક થયો, ત્યારે તેને વસ્ત્રાભૂષણથી સજ્જ કરી માયાવતી તેના તરફ પ્રેમ દર્શાવવા લાગી, તેથી એક વખતે પ્રદ્યુમ્ને કહ્યું: " અરે, તમે મારી મા તરીકે મટીને પત્નીના જેવો પ્રેમ શા માટે દર્શાવો છો ?" તેના ઉત્તરમાં માયાવતીએ કહ્યું: " તમે મારા પુત્ર નથી, પણ પ્રાણવલ્લભ પતિ છો. તમે વિષ્ણુરૂપ શ્રીકૃષ્ણના પુત્ર છો. આ શમ્બરાસુરે તમને બાલ્યાવસ્થામાંજ આણી સમુદ્રમાં નાંખ્યા હતા. ત્યાં જે મત્સ્ય તમને ગળી ગયો હતો તેજ જાળમાં પકડાતાં અહીં લાવવામાં આવ્યો અને તેનું પેટ ચીરતાં મારા સદ્‌ભાગ્યે તમે તેમાંથી નીકળ્યા હતા. આ શમ્બ-રાસુર તો તમારો શત્રુ છે. તેને મારો અને પુત્રમુખ જોવાને અત્યંત ઉત્સુક થયેલાં તમારાં માતાને દર્શનસુખ આપો.

આ સઘળો વૃત્તાંત સાંભળીને પ્રદ્યુમ્નને અત્યંત ક્રોધ ચઢયો. તેમણે શંબરાસુરને યુદ્ધ કરવા માટે આહ્‌વાન આપ્યું. માયાવતીએ સઘળી આસુરી માયાઓ પ્રદ્યુમ્નને શીખવાડીજ હતી, તેથી તેમણે શંબરને અને તેના સઘળા સૈન્યને હરાવ્યું. આખરે શંબર મરાયો.

પછી માયાવતીને સાથે લેઇ પ્રદ્યુમ્ન દ્વારકામાં આવ્યા. તેમને જોઇ દ્વારકાના લોકો તથા ભગવાનની સ્ત્રીઓ 'આ કૃષ્ણ છે કે શું ?' એમ ભ્રમમાં પડી. રુકિમણી પણ તેમને જોઇને વિચારમાં પડયાં: ' ખરેખર, જે સ્ત્રીને આવો પુત્ર હશે તેને ધન્ય છે ! જો મારો પ્રદ્યુમ્ન જીવતો હોત તો તે પણ આવો જ અને આટલો જ હોત ! પણ ના, ના,

એને જોઇને મારા અંતઃકરણમાં પ્રેમ ઉભરાય છે તેથી એ મારો પુત્રજ હશે, અને તેની આકૃતિ પણ એમજ કહી આપે છે!" એવામાં શ્રી કૃષ્ણ અને નારદ ત્યાં આવી પહોંચ્યા. તેમણે રુકિમણીને આશ્વાસન આપી કહ્યું: "દેવી! એ આપનોજ પુત્ર છે. જે શમ્બરાસુર તેને ઉપાડી ગયો હતો તેનો વધ કરીને પ્રદ્યુમ્ન પાછો આવી પહોંચ્યો છે. આ માયાવતી એની સ્ત્રી છે. પૂર્વે ભગવાન શંકરના કોપથી કામદેવનો નાશ થયો ત્યારે તેના પુનર્જન્મની રાહ જોતી રતિ માયાવતી રૂપે શંબરને ત્યાં રહી હતી. એ જ કામદેવ આજે પ્રદ્યુમ્ન રૂપે અવતર્યો છે, તેથી આ તેમની સ્ત્રી રતિ છે."

આ વૃત્તાંત સાંભળીને દ્વારકામાં સૌને આનંદ થયો. રુકિમણીનો ભાઇ રુકમી જે ભોજકટ નામે નગર વસાવી રહેતો હતો તેણે પોતાની પુત્રીનો સ્વયંવર કર્યો. પ્રદ્યુમ્ન પણ સ્વયંવરમાં ગયા અને તેની પુત્રીનું અપહરણ કરી લાવ્યા. તે સ્ત્રીથી તેમને અનિરુદ્ધ નામનો પુત્ર થયો. અનિરુદ્ધે પણ રુકમીની પૌત્રી સાથે લગ્ન કર્યું. આ પ્રસંગે શ્રીકૃષ્ણ, બલદેવ વગેરે યાદવો ભોજકટમાં ગયા હતા. નિયમ પ્રમાણે વિવાહવિધિ સંપૂર્ણ થયા પછી કલિંગદેશના રાજાએ રુકમીને કહ્યું: "આ બલરામને દ્યૂત રમતાં આવડતું નથી, પણ તેને દ્યૂત રમવાનો બહુ શોખ છે. તો પછી તેને રમતમાં શામાટે આપણે ન હરાવીએ?" રુકમીએ પણ તેમાં અનુમોદન આપ્યું.

તેથી સભામાં પાસાની રમત શરૂ થઈ. પહેલી વાર બલરામ એક હજાર મહોર હારી ગયા. બીજી વાર બીજી હજાર મહોરોની હોડ બકયા અને તે પણ હારી ગયા. ત્રીજી વાર દશહજાર મહોર પણ હારી ગયા. આથી કલિંગરાજ હા હા કરી મોટેથી હસી દાંત દેખાડવા લાગ્યો. રુકમી પણ મોટેથી બોલી ઉઠયો: "આ બલરામને દ્યૂત રમતાં આવડતું નથી. તે વારંવાર હારી જાય છે, છતાં નાહકનો તે પોતાને 'અક્ષ-કોવિદ' (પાસાની રમત જાણનાર) માને છે."

આ સાંભળી બલરામનો પિત્તો હાથમાં રહ્યો નહિ. છતાં પણ હારેલા તેથી શું કરે? 'હાર્યો જુગારી બહુ રમે' એ નિયમ પ્રમાણે તેમણે એક કરોડ મહોર હોડમાં મૂકી. પછી રુકમીએ પાસા નાંખ્યા, પણ આ વખતે બલરામ જિત્યા. તેથી 'હું જિત્યો' એમ બલરામ મોટેથી બોલી ઉઠયા. પણ રુકમીએ બૂમ મારી કહ્યું: " અરે બલરામ! શામાટે જૂઠું બોલો છો? જુઓ હું જ જિત્યો છું." પરંતુ એવામાં આકાશ-વાણી સંભળાઈ કે—

**जितं बलेन धर्मेण रुक्मिणो भाषितं मृषा।**

'ધર્મ પ્રમાણે બલરામ જિત્યા છે, અને રુકમી જૂઠું બોલે છે.'

આ શબ્દો સાંભળતાંજ બલરામની આંખો લાલચોળ થઇ ગઇ. તરતજ તેમણે સોનાના પાસા વડે રુકમીને ત્યાં ને ત્યાંજ ઠાર કર્યો અને કલિંગરાજના દાંત ભાગી નાંખ્યા. વળી સભામંડપનો એક સ્તંભ ખેંચી કાઢી તેમણે બીજા રાજાઓને પણ યમસદનમાં પહોંચતા કર્યા.

દ્યૂતે નળ, યુધિષ્ઠિર વિગેરે અનેક રાજાઓને ખુવાર કર્યા છે એ ઇતિહાસ પ્રસિદ્ધ છેજ.

## નરકાસુર–વધ અને પારિજાત–વૃત્તાંત.

એક વખતે ઇંદ્રરાજાએ શ્રીકૃષ્ણ ભગવાનની પાસે આવી પ્રાગ્જ્યો-તિષના રાજા નરકાસુરનાં દુષ્ટ કામોની વાત કરી અને તેના વધ માટે ભગવાનની પ્રાર્થના કરી. તદનુસાર ભગવાન સત્યભામાને સાથે લેઇ ગરુડ પર બેસી પ્રાગ્જ્યોતિષ તરફ ચાલ્યા. ત્યાં આવી તેમણે નરકાસુર અને તેના સૈન્યનો સંહાર કર્યો. પછી દેવમાતા અદિતિનાં જે કુંડલો નરકા-સુર લેઇ આવ્યો હતો તે હાથમાં લેઇને પૃથ્વી ભગવાન પાસે આવી કહેવા લાગી: " ભગવન્! પૂર્વે વરાહરૂપે આપે મારો ઉદ્ધાર કર્યો હતો ત્યારે આપના સ્પર્શથી ઉત્પન્ન થયેલો આ પુત્ર હતો, અને આપેજ આજ

તેનો સંહાર કર્યો છે. ભગવન્! આ કુંડલો લઇને એની સંતતિનું રક્ષણ કરો." પૃથ્વીની પ્રાર્થના સાંભળીને ભગવાને નરકાસુરના મહેલમાંથી કીંમતી રત્નો અને જવાહીર, ૧૬૧૦૦ કન્યાઓ, ૬૦૦૦૦ ચાર દંતુશળવાળા હાથીઓ, ૨૧ કરોડ પાણીદાર ઘોડાઓ વગેરે નરકાસુરના નોકરો સાથેજ દ્વારકા તરફ રવાના કર્યાં. પછી પોતે સત્યભામા સાથે ગરુડપર બેસીને અદિતિનાં કુંડલો પાછાં આપવા સ્વર્ગ તરફ સીધાવ્યા.

સ્વર્ગમાં આવીને ભગવાને શંખધ્વનિ કર્યો. તે સાંભળી સર્વે દેવો પૂજાપાત્રો લેઇને ભગવાનની સેવામાં હાજર થયા. પછી તેમની પૂજા અર્ચા સ્વીકારીને ભગવાન અદિતિના આવાસમાં ગયા અને ત્યાં નરકાસુરના વધની વાત જણાવી તેમનાં કુંડલ તેમને પાછાં સોંપ્યાં. પછી દેવતાઓ સાથે ઇંદ્રરાજાએ તેમની પૂજા કરી.

પછી શ્રીકૃષ્ણ સત્યભામા સાથે નંદનવનમાં ફરવા લાગ્યા. ત્યાં સોનેરી છાલવાળા સુગંધિ પારિજાત વૃક્ષને જોઇ સત્યભામાએ ભગવાનને કહ્યું: "ભગવન્! આ પારિજાત વૃક્ષ આપણે દ્વારકામાં કેમ ના લેઈ જઇએ? તમે હંમેશાં મને કહ્યા કરો છો કે ભામા, તું મને રુકિમણી ને જામ્બવતી કરતાં પણ વધારે પ્રિય છે. માટે જો એ વાત સત્ય હોય, અને માત્ર ખુશામત ન હોય, તો આ દેવવૃક્ષ અહીંથી લેઈ જઇ મારા આવાસ આગળ ઉગાડવું. એની ખુશબોદાર મંજરી વાળની લટમાં ઘાલી મારી શોકયોની વચ્ચે હું કેવી શોભીશ!"

સત્યભામાનો આગ્રહ જાણી ભગવાને પારિજાત વૃક્ષ ઉખાડવાની ઇચ્છા કરી. પણ નન્દનવનના રક્ષકોએ શચી(ઇંદ્રાણી)ની રજા વિના વૃક્ષ તોડવા દેવાની ના કહી. તેને નહિ ગણકારતાં ભગવાને તો પારિજાત ઉખાડીને ગરુડ ઉપર મૂકયું. ત્યારે ક્રુદ્ધ થયેલાં સત્યભામાએ માળીને કહ્યું: "અલ્યા, શચી તે કોણ અને ઇંદ્રિ તે વળી કોણ? સમુદ્રમંથન વખતે ઉત્પન્ન થયેલા પારિજાત ઉપર સૌનો સરખો હક છે. પોતાના ધણીના બળથી ગર્વિત થયેલી શચી પારિજાત તોડવાની મના કરે છે, તેમ હું સત્યભામા તેનું હરણ કરાવું છું. જા શચીને કહે કે જો તું ઇંદ્રની માનીતી

હોય અને તારો ધણી તારા હાથમાં હોય તો મારા ધણીને પારિજાત લેઇ જતો અટકાવે. "

આ ગર્વનાં વચનો રક્ષકોએ શચી પાસે આવી કહ્યાં, તેથી ઉત્તેજિત થઈ તેણે ઇંદ્રને યુદ્ધ કરવા માટે ઉશ્કેર્યો. ઇંદ્ર પણ ક્રોધથી ભગવાનને અટકાવવા માટે શસ્ત્રો લઇને ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાંજ ભગવાને શંખધ્વનિ કર્યો, એટલે સર્વે દેવોએ ત્યાં આવી શસ્ત્રાસ્ત્રો ફેંકવા માંડયાં. ભગવાને રમતમાં તે સર્વનો નાશ કર્યો. તેથી ઇંદ્રે તેમના પર વજ્ર ફેંક્યું. ભગવાને તે હાથમાં પકડી લેઇ કહ્યું: " દેવરાજ, ઉભો રહે, ઉભો રહે. " પણ ઇંદ્ર તો પલાયન કરવા જ લાગ્યો. સત્યભામાએ ટોળમાં કહ્યું: " ત્રૈલોકયેશ્વર, શચીનો ધણી પલાયન કરે એ ઠીક નહિ ! પારિજાતનાં પુષ્પની માળા પહેરીને શચી તમારી પાસે આવશે ત્યારે શું કહેશો ? માટે દેવરાજ, પલાયન કરશો નહિ. લ્યો આ પારિજાત. મારે કાંઇ પારિજાતનું કામ નથી. મને સ્વર્ગમાં આવેલીને પતિગર્વિતા શચીએ માન આપી સત્કારી નહિ માટે આ કજીઓ કરવો પડયો છે. આ રહ્યું તમારૂં પારિજાત. "

સત્યભામાનાં વચનો સાંભળી ઇંદ્રિ પાછો ફર્યો અને ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો: " ભગવન્ ! એ પારિજાત આપ દ્વારકામાં લેઈ જાઓ. જ્યારે આપ મૃત્યુલોકનો ત્યાગ કરશો ત્યારે તેને પાછું સ્વર્ગમાં લાવીશું. "

આ રીતે ઇંદ્રની પ્રાર્થનાથી ભગવાને દ્વારકામાં આવી સત્યભામાના આવાસ આગળના બાગમાં પારિજાતને રોપ્યું. પછી એક દિવસે શુભ મૂહૂર્તે, નરકાસુરને ત્યાંથી આણેલી ૧૬૧૦૦ કન્યાઓ સાથે ભગવાને લગ્ન કર્યા અને તેટલાં જ રૂપ ધારણ કરીને, તેઓ તેમના આવાસમાં રહેવા લાગ્યા.



# ઉષાહરણ

શોણિતપુરના રાજા બાણુને ઉષા નામે એક પુત્રી હતી. તેને શંકર પાર્વતીનો પ્રેમ જોઇને પોતાને પણ પ્રેમાળ ભર્તા મળે એમ ઇચ્છા થઇ. તેના અંતરનો અભિલાષ જાણનાર પાર્વતીએ તેને આશ્વાસન આપી કહ્યું: " રાજપુત્રી, ચિંતા કરીશ નહિ, થોડા વખતમાં તને પણ પતિસુખ પ્રાપ્ત થશે. વૈશાખ શુદ બારશની રાત્રે તું જે પુરુષને સ્વપ્નમાં જુએ તે તારો ભર્તા થશે.

પાર્વતીના કથન પ્રમાણે વૈશાખ શુદ બારશની રાત્રે સ્વપ્નમાં ઉષાએ એક પ્રેમાળ સુંદર પુરુષને જોયો. પરંતુ જાગતાં જ તે પ્રેમાવેશમાં બોલવા લાગી: " ક્યાં ગયા ? " તે વખતે પાસે સૂતેલી પ્રધાનપુત્રી ચિત્રલેખા તેને પૂછવા લાગી, " અલિ ઉષા, તું કોને શોધે છે ? " તેના ઉત્તરમાં ઉષાએ પોતાના સ્વપ્નનો આખો વૃત્તાંત માંડીને કહ્યો, અને તે પુરુષને શી રીતે મેળવવો એ પણ પૂછ્યું.

ચિત્રલેખા ચિત્રકાર્યમાં સિદ્ધહસ્ત હતી. તેણે પાટીયા પર દેવો, દૈત્યો, ગન્ધર્વો, મનુષ્યોમાંના મુખ્ય મુખ્ય લોકોનાં ચિત્રો દોર્યાં. પરંતુ ઉષાની દૃષ્ટિ તો દેવતાઓ વગેરે પર ન ચોંટતાં મનુષ્યો પરજ ચોંટી. તેથી ચિત્રલેખાએ મનુષ્યોનાંજ ચિત્રો ચીતરવા માંડયાં. આખરે અન્ધક-વૃષ્ણિકુળમાં બલરામ અને શ્રીકૃષ્ણના આકારો ચીતર્યા. તે જોતાંજ ઉષાને જરા શરમ આવી. પછી પ્રદ્યુમ્નનું ચિત્ર જોતાંજ તે લાજ કાઢી નીચું જોઈ રહી. ત્યારબાદ પ્રદ્યુમ્નપુત્ર અનિરુદ્ધનું ચિત્ર જોતાં લજ્જાનો ત્યાગ કરી " હા, એજ; હા, એજ " એમ બોલી ઉઠી. પછી ઉષાને આશ્વાસન આપી ચિત્રલેખા યોગમાર્ગે દ્વારકામાં ગઇ, અને ત્યાંથી ખાટલામાં સૂતેલા અનિરુદ્ધને ઉપાડી લાવી ઉષાના આવાસમાં મૂકયો. ત્યાં જાગ્યા પછી અનિરુદ્ધને ઉષાએ પોતાની પ્રેમકહાણી કહી અને તેઓ ગાંધર્વ વિવાહથી પરણ્યાં. પણ આ કૌતુકવાળી વાત છાની રહે ખરી કે ? થોડાજ દિવસમાં કન્યાના રૂપમાં ફેરફાર થતો જોઇ

રક્ષકોએ તપાસ કરી અને અંતે રાજાને ખબર આપી કે કન્યાન્તઃપુરમાં કોઇક પુરુષ ભરાયો છે.

પૂર્વે, ભગવાન શંકરની પાસેથી વરદાન મેળવી બાણે હજાર હાથ કર્યા હતા; પણ યુદ્ધ વિના એટલા બધા હાથને શું કરવું એમ તેના મનમાં ચેળ થતી હતી. તેથી તેણે ફરીથી શંકરની પ્રાર્થના કરી કહ્યું: "ભગવન્ ! યુદ્ધ વિના આ હજાર હાથ કટાઈ જાય છે ! તે કેવળ ભારરૂપ છે. માટે એ બાહુનો ઉપયોગ કરવાનો આવે એવું એકાદ યુદ્ધ થાય તો ઠીક." તેના ઉત્તરમાં ભગવાન શંકરે કહ્યું: "રાજન્ ! જો એમ ઇચ્છા હશે, તો જરૂર યુદ્ધ મળશે. જ્યારે તમારા રથની ધ્વજા ભાંગી નીચે પડે ત્યારે જાણજો કે થોડાજ વખતમાં ઘોર સંગ્રામ થવાનો છે." આ વરદાન લેઇને બાણ ખુશી થતો ઘેર આવ્યો, અને આવતાંજ તેણે પોતાની ધ્વજા ભાગી પડેલી જોઇ. તેથી તેના હર્ષનો પાર રહ્યો નહિ.

એવામાં કન્યાન્તઃપુરની ખબરો રક્ષકોએ બાણને કહી. તેથી બાણે આવાસને ઘેરો ઘાલી અનિરૂદ્ધને પકડવા માટે એક લશ્કર મોકલ્યું, પણ અનિરુદ્ધે લોઢાની ભોગળ વડે તે સૈન્યનો ઘાણ કાઢી નાંખ્યો. તેથી બાણ જાતે ત્યાં આવ્યો, અને તે પણ હાર્યો. તેથી મંત્રીઓની સલાહ લેઇ બાણે તેને આસુરીમાયાથી બાંધી કેદમાં નાંખ્યો.

દ્વારકામાં પણ અનિરુદ્ધના એકાએક લુપ્ત થયાના સમાચાર વીજળીની માફક ફેલાયા. ભિન્ન ભિન્ન લોકો ભિન્ન ભિન્ન અનુમાનો કરવા લાગ્યા. એવામાં નારદ ઋષિ ત્યાં આવી પહોંચ્યા અને તેમણે અનિરુદ્ધની અથેતિ સર્વ હકીકત નિવેદન કરી. તે સાંભળીને ભગવાન શ્રીકૃષ્ણે બલરામ તથા પ્રદ્યુમ્નને સાથે લેઇ શોણિતપુર ઉપર કૂચ કરી. ત્યાં આવી પ્રથમ દ્વારરક્ષકોનો સંહાર કર્યો. તેથી યાદવો અને દાનવો વચ્ચે તુમુલ યુદ્ધ થયું. બાણના સૈન્યમાં ભગવાન શંકર જાતેજ યુદ્ધ કરતા હતા. ભગવાન શ્રીકૃષ્ણે તેમના પર જૃમ્ભણાસ્ત્ર નાંખી તેમને જેર કર્યા અને કાર્તિકસ્વામીને પણ હરાવ્યા. પછી નન્દીશ જેનો સારથિ છે એવા

રથમાં બેસીને બાણ શ્રીકૃષ્ણના સામે આવ્યો. ભગવાનનાં બાણોને તે વચમાંથીજ છેદી નાંખતો. આખરે ભગવાને તેના પર સુદર્શન ચક્ર છોડયું જેથી બાણના લગભગ સઘળાજ બાહુ કપાઇ ગયા. એટલે ભગવાન શંકર શ્રીકૃષ્ણની પ્રાર્થના કરવા લાગ્યા: "પ્રભો! પ્રસન્ન થાઓ. બાણને મેં અભયવચન આપેલું છે, માટે મારૂં વચન મિથ્યા થવું ન જોઇએ." તેના ઉત્તરમાં ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું: "ભગવન્! તમે જેને વરદાન આપેલું છે તેને મેંજ આપ્યું એમ સમજી લ્યો. માટે હું બાણને મારનાર નથી.

**योऽहं स त्वं जगच्चेदं सदेवासुरमानुषम् ।**
**अविद्यामोहितात्मानः पुरुषा भिन्नदर्शिनः ॥**

જે હું છું તેજ તમે છો, અને દેવ, દાનવ, મનુષ્યોવાળું સમગ્ર જગત્ પણ તેજ છે. માત્ર અવિદ્યાથી મોહિત થયેલા લોકોજ ભિન્નતા જુએ છે."

આ રીતે લઢાઇનો અંત આવ્યો, અને ઉષા તથા અનિરુદ્ધનાં લગ્ન ઉલટભેર ઉજવાયાં. પછી, ભગવાન શ્રીકૃષ્ણ સઘળો પરિવાર લેઇને પાછા દ્વારકામાં આવ્યા.

## મિથ્યા વાસુદેવ

વારાણસીમાં પૌંડ્રક વાસુદેવ નામનો એક રાજા રહેતો હતો. તેની આજુબાજુના ખુશામતીયાઓએ તેને ચઢાવી કહ્યું કે 'વિષ્ણુનો અવતાર તો તમે છો, માટે તમે સાચા વાસુદેવ, અને કૃષ્ણ તો મિથ્યા વાસુદેવ છે.' આથી ફુલાઇ જઇ તેણે શંખ ચક્ર ગદા પદ્મ વગેરે વિષ્ણુચિહ્નો ધારણ કરવા માંડયાં. પૌંડ્રક એટલેથીજ અટકયો નહિ, પણ તેણે દ્વારકામાં શ્રીકૃષ્ણ ભગવાનની પાસે એક દૂત મોકલી સદેશો કહાવ્યો કે જો તમારે જીવવું હોય, તો શંખ ચક્રાદિ ચિહ્નો તથા

વાસુદેવ એ નામનો ત્યાગ કરો અને મારે શરણે આવો તોજ તમે નિર્ભય રહી શકશો.

દૂતે દ્વારકામાં આવી ભગવાનને પૌંડ્રક રાજાનો સંદેશો કહ્યો. તે સાંભળી પ્રથમ તો ભગવાનને ખૂબ હસવું આવ્યું. પછી તેમણે દૂતની મારફતે પોતાનો સંદેશો કહાવ્યો કે હું મારૂં ચિહ્ન ચક્ર તમારી પાસે મોકલીશ, અને આવતી કાલે હું જાતે તમારે શરણે આવી એવું કરીશ કે જેથી ફરીથી મને કોઇ જાતનો ભય રહે નહિ. આ સંદેશો આપીને દૂતને પાછો મોકલ્યો.

પછી ભગવાન ગરુડ પર બેસીને વારાણસીમાં ગયા. ત્યાં તેમને આવેલા જોઈને રાજાએ પોતાનું સઘળું સૈન્ય ભેગું કર્યું અને તેમની સામે યુદ્ધ કરવા માંડયું. ભગવાને ગદા અને ચક્ર વડે આખા સૈન્યનો ઘાણ કાઢી નાંખ્યો અને પોતાના ધનુષનાં બાણો વડે કાશીરાજનું મસ્તક ઉડાવી દીધું.

પિતાનું મરણ સાંભળી કુપિત થયેલો પૌંડ્રકનો પુત્ર પોતાના પુરોહિતની સલાહ લેઇને વનમાં તપ કરવા ગયો. કેટલોક વખત તપ કર્યા પછી તેણે ભગવાન શંકરને પ્રસન્ન કર્યા અને વરદાન માગ્યું: "ભગવન્! જો આપ પ્રસન્ન થયા હો તો મારા પિતાના મારનારને મારવા માટે એક કૃત્યા ઉભી કરો." ભોળા શંકર 'તથાસ્તુ' કહી અંતર્ધાન થયા.

પછી વરદાનના પ્રભાવથી અગ્નિની માફક બળતી એક મહાકૃત્યા ઉત્પન્ન થઇ અને દ્વારકા તરફ ચાલી. આ ભયંકર અગ્નિમય કૃત્યાને આવતી જોઇને દ્વારકાના લોકો ભગવાનને શરણે ગયા. ભગવાને તેની સામે સુદર્શન ચક્રને મોકલ્યું. તેથી ભયભીત થઈને કૃત્યા પાછી નાઠી. સુદર્શન પણ તેની પાછળ દોડયું. આખરે કૃત્યા સાથે સમગ્ર વારાણસીને બાળી ભસ્મ કરી, અને પછી તે દ્વારકામાં પાછું આવ્યું.



# બલરામનો કોપ

જામ્બવતીને સામ્બ નામે પુત્ર હતો, તે દુર્યોધનની પુત્રી લક્ષ્મણાના સ્વયંવરમાં જઈ ચઢયો. ત્યાંથી કન્યાને ઉપાડી તે ચાલવા લાગ્યો, તેથી કર્ણ દુર્યોધન વગેરે કૌરવોએ તેને પકડી કેદ કર્યો. આ વાતની દ્વારકામાં ખબર પડતાં કૌરવોનો સંહાર કરવા માટે યાદવો તત્પર થયા. પરંતુ તે સઘળાને અટકાવી બલરામે કહ્યું: 'એમાં યુદ્ધ કરવાની જરૂર નથી. હું એકલો જ હસ્તિનાપુર જાઉં છું અને મારી આજ્ઞાથી કૌરવો સામ્બને તરત જ છુટો કરશે.'

આ રીતે યાદવોને સમજાવી બલરામ હસ્તિનાપુર આવ્યા અને ગામ બહાર આવેલા બાગમાં પડાવ નાંખ્યો. બલરામને આવેલા સાંભળીને સર્વે કૌરવો ત્યાં આવ્યા અને વિધિવત્ તેમની પૂજા અર્ચા કરી. શિષ્ટાચાર પૂર્ણ થયા પછી બલદેવે કહ્યું: "હે કૌરવો, ઉગ્રસેન રાજાએ આજ્ઞા કરી છે કે સામ્બને એકદમ છોડી મૂકો."

આ શબ્દો સાંભળી કૌરવો તપી ગયા અને કહેવા લાગ્યા: "અરે બલભદ્ર, આપ આ શું બોલો છો? કયો યાદવ કૌરવ કુળને આજ્ઞા કરી શકે? અમે સ્પષ્ટ જણાવી દઈએ છીએ કે આપની કે ઉગ્રસેનની આજ્ઞાથી એ પાપી સામ્બ છૂટવાનો નથીજ!" એમ બોલીને તેઓ હસ્તિનાપુરમાં પેસી ગયા.

આવા અપમાનકારક શબ્દો બલરામ જેવા તેજસ્વી પુરુષ ગળી જાય એ અશક્ય હતું. તેમનાં નેત્રો લાલચોળ થઇ ગયાં. તેમણે આખું હસ્તિનાપુર ઉખેડી નાંખી ગંગામાં વહેવડાવી દેવા વિચાર કર્યો. તરતજ એક હાથમાં હળ લેઇ હસ્તિનાપુરના કિલ્લા તળે ઘોચી ગામને ઉચું કરવા માંડયું, અને બીજી તરફથી તેને મૂસળવડે ખેંચવા માંડયું. આથી આખું હસ્તિનાપુર સમુદ્રમાં ઉછળતા નાવડાની માફક ડામાડોળ થવા લાગ્યું. તેથી ત્રાસ પામી કૌરવો દોડતા બલરામ પાસે આવી પોકારવા

લાગ્યાઃ " અરે પરાક્રમી બલરામ, ક્ષમા કરો, ક્ષમા કરો ! પ્રસન્ન થાઓ ! આ રહ્યો આપનો સામ્બ. પત્ની સાથે એને અમે મોકલીએ છીએ. " ચમત્કારવિના નમસ્કાર નથી !

પછી બલદેવે કૌરવોને ક્ષમા આપી. પણ આખું નગર ગંગા તરફ ઢળતું તો રહ્યુંજ. પછી યાદવો કન્યા સાથે સામ્બને લેઇને ઘર તરફ વળ્યા.

## યદુકુલ સંહાર

હવે ભગવાનનો અવતારહેતુ પૂર્ણ થવા આવ્યો હતો. તેમણે બલરામને સાથે રાખી દૈત્યદાનવો અને દુષ્ટ રાજાઓનો સંહાર કર્યો હતો. વળી અર્જુનને નિમિત્ત બનાવી કૌરવ પાંડવોના મહાભારત યુદ્ધમાં તેમણે પૃથ્વીનો સારી રીતે ભાર ઉતરાવ્યો હતો. હવે જગતમાં મદોન્મત્ત થયેલા યાદવોજ રહ્યા હતા, તેથી ઋષિના શાપનિમિત્તે યાદવકુળનો પણ સંહાર કરવાનો તેમણે વિચાર કર્યો.

એક વખતે યૌવનના મદમાં આવેલા યાદવકુમારોએ પિંડારક તીર્થમાં વિશ્વામિત્ર, કણ્વ અને નારદને જોયા. ભવિષ્યથી ભૂલાયલા તે કુમારો સામ્બને સ્ત્રીવેશ પહેરાવી ઋષિઓ પાસે લેઇ જઈ નમ્રતાથી પૂછવા લાગ્યાઃ ' અરે મહાત્માઓ, આ બાલુની સ્ત્રીને પુત્રકામના છે, તો તેને શું અવતરશે ? '

મહાત્માઓને કાંઇ અગમ્ય હોતું નથી. કુમારોની મશ્કરીભરેલી ચેષ્ટા જાણીને તેમણે કહ્યુંઃ " એને એક મુસળ અવતરશે કે જે સમગ્ર યાદવકુળનો સંહાર કરશે. "

બાળકો પસ્તાયા અને આગ્રે જઇ સામ્બનો પહેરવેશ છોડ્યો, તો ખરેખર તેમાંથી એક મુસળ નીકળ્યું ! આખરે તેઓ ઉગ્રસેન રાજા પાસે ગયા અને સઘળી વાતનું નિવેદન કર્યું. પછી રાજાની સલાહથી

તેમણે સમુદ્રતટે તે મુસળને ઘસાવી નાંખ્યું અને છેવટનો જે ટુકડો રહ્યો તે સમુદ્રમાં નાંખી દીધો. મુસળનાં ઘસી કાઢેલાં રજકણોમાંથી સમુદ્ર તટે ત્રણ ત્રણ ધારવાળી સોટીઓ ઉગી નીકળી; અને જે ટુકડો સમુદ્રમાં નાંખેલો તે એક માછલાના પેટમાં ગયો. તે માછલું જરા નામના એક પારધિના હાથમાં આવ્યું અને તેના પેટમાંથી પેલો ટકડો કાઢી તેણે પોતાના બાણના અગ્રભાગમાં મૂક્યો.

આ વખતે દ્વારકામાં ભિન્ન ભિન્ન ઉત્પાતો થવા લાગ્યા. તેની શાંતિ માટે સઘળા યાદવોએ પ્રભાસતીર્થમાં જવું એમ ભગવાને સલાહ આપી. ભગવાનની આજ્ઞાથી પરમ ભક્ત ઉદ્ધવ નરનારાયણના તીર્થમાં ગયા, અને બીજા સઘળા યાદવો રથમાં બેસીને પ્રભાસમાં આવ્યા. સાથે શ્રીકૃષ્ણ તથા બલરામ પણ હતા. પ્રભાસમાં આવી સર્વેએ સમુદ્રસ્નાન કર્યું અને પછી સુરાપાન કર્યું. આ રીતે દારૂ પી મસ્ત થયેલા યાદવોમાં પરસ્પર કજીયો શરૂ થયો. થોડીક વારમાં તો એ કજીયો એટલો બધો વધી પડયો કે તેમણે સામ સામે શસ્ત્રાસ્ત્રો ખેંચ્યાં. શસ્ત્રો ભાગી જતાં સમુદ્રતટે ઉગેલી ત્રણધારી સોટીઓ ખેંચી કાઢી તેઓ લઢવા લાગ્યા. ભગવાને તેમને વાર્યા છતાં પણ દૈવથી વિમોહિત થયેલા યાદવોએ પરસ્પર મારામારી કરી પોતાના કુળનો સંહાર કરી નાંખ્યો! પાછળ જવતલ માટે નાનાં બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓ સિવાય બીજું કોઇ રહ્યું નહિ! ભગવાનના રથના ઘોડા દારુક સારથિના જોતજોતામાં તો રથ સાથે સમુદ્રમાં જઇને પડયા. શંખ, ચક્ર, ગદા, ધનુષ વગેરે ભગવાનનાં આયુધો પણ ભગવાનની પ્રદક્ષિણા કરીને આકાશ માર્ગે ઉડી ગયાં. આ શાંત વાતાવરણમાં ફક્ત દારુક અને ભગવાન શ્રીકૃષ્ણ સિવાય કોઇ ન હતું.

ભગવાન અને દારુક આમતેમ ફરતા હતા એટલામાં એક વૃક્ષ નીચે આસન જમાવી બેઠેલા બલરામના મુખમાંથી નીકળતા મહાનાગને તેમણે જોયો. તે નાગ સમુદ્રમાં પેસી ગયો. આ રીતે શેષનાગના અવતાર બલરામે કરેલું પ્રસ્થાન જોઇને ભગવાને દારુકને કહ્યું: "દારુક, હું પણ હવે યોગમાર્ગે આ દેહનો ત્યાગ કરીશ. તું દ્વારકામાં જઇ વસુદેવ

અને ઉગ્રસેનને સઘળો વૃત્તાંત કહેજે. વળી, એમ પણ જણાવજે કે થોડા વખતમાં અર્જુન તમારી પાસે આવશે અને તેની સાથે તમે તથા સઘળા દ્વારકાવાસી લોકો નીકળી જજો, કારણ કે થોડાજ દિવસમાં સમુદ્રમાં ભરતી આવશે અને તે દ્વારકાને ખેંચી જશે. માટે દ્વારકામાં ન રહેતાં સઘળાએ અર્જુનની સાથે ચાલ્યા જવું, અને યદુરાજ્યમાં વજ્રનો અભિષેક કરવો. વળી તું અર્જુનને કહેજે કે મારી સ્ત્રીઓનું યથાશક્તિ પાલન કરજે."

ભગવાનનો છેવટનો સંદેશો સાંભળી દારુક ચોધાર આંસુએ રડયો અને પુનઃ પુનઃ ભગવાનની પ્રદક્ષિણા કરીને તથા નમસ્કાર કરીને ત્યાંથી નીકળ્યો.

તેના ગયા પછી દુર્વાસાના વચનને* માન આપવા માટે ભગવાન વૃક્ષને અઢેલીને પગ પર પગ ચઢાવી યોગાસને બેઠા. દૂરથી પેલા જરા નામના પારધિએ ભગવાનના ચળકતા પગને હરણની ચળકતી આંખો માની મુસળના ટુકડાવાળું બાણ ફેંકયું અને તે ભગવાનના પગના તળીયામાં વાગ્યું. જ્યારે તે પાસે આવી જોવા લાગ્યો ત્યારે ભગવાનને જોઇ તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તેણે કહ્યું: "ભગવન્! અજાણતાં મારાથી આ અકાર્ય થયું છે. મને ક્ષમા આપો. પાપોથી બળી રહેલા આ પાપીને આપ બાળી નાંખો." એમ અનેક પ્રકારે વિલાપ કરતા પારધિને ભગવાને સ્વર્ગમાં મોકલ્યો. પછી પોતે યોગમાર્ગે આ પંચભૂતના દેહનો ત્યાગ કરી નિજ ધામમાં ગયા. ત્યાર પછી ઘોર કલિયુગે પૃથ્વી પર પોતાનો પ્રભાવ જમાવ્યો.

× × × ×

---

* મહાભારતમાં કથા છે કે એક વખતે ભગવાનને ત્યાં દુર્વાસા ઋષિ અતિથિ તરીકે આવ્યા. ભગવાને તેમને ભોજન કરાવ્યું અને પછી તેમના ઉચ્છિષ્ટ વડે પોતાના શરીરને પવિત્ર કર્યું. પણ પગને પવિત્ર કરવાનું તેઓ ભૂલી ગયા. તેથી ક્રોધમાં આવી દુર્વાસાએ કહ્યું: "તમારા પગનું તળીયું જ તમારૂં મરણ સ્થાન થશે."

ભગવાનનો સંદેશો મળતાં જ અર્જુન પ્રભાસમાં આવી પહોંચ્યો, અને બલરામ તથા શ્રીકૃષ્ણના દેહ શોધી કાઢી તેમને તથા બીજા યાદવોને અગ્નિદાહ વગેરે સંસ્કારો કર્યા. રુકિમણી વગેરે આઠ મુખ્ય સ્ત્રીઓ ભગવાનના દેહ સાથે અગ્નિમાં સતી થઇ. રેવતી પણ બલરામનો દેહ લેઇને સતી થઇ. ઉગ્રસેન, વસુદેવ, દેવકી અને રોહિણીએ પણ અગ્નિપ્રવેશ કર્યો.

પછી અર્જુન એ સઘળાની ઉત્તરક્રિયા યથાવિધિ કરીને ભગવાનની બીજી પત્નીઓને લેઇને દ્વારકામાંથી નીકળ્યો. પછી સમુદ્રમાં ભરતી આવી, તે ભગવાનના આવાસ સિવાયના સઘળા ભાગમાં ફરી વળી.

પંજાબ તરફ થઇને સ્ત્રીઓ સાથે અર્જુન આવતો હતો. તેને એકલો જોઇને ભીલ લોકો ભેગા મળી કહેવા લાગ્યાઃ "અરે ધિક્કાર છે આપણા બળને, કે આ અર્જુન એકલો આપણા આગળ થઇને આટલી બધી સ્ત્રીઓ લેઇ જાય છે! ભીષ્માદિ યોદ્ધાઓને મારવાથી એને એટલો બધો ગર્વ થયો છે કે તે આપણી અવગણના કરે છે! માટે આપણે બધા લાંબી લાંબી લાકડીઓ લેઇને તેને આપણું પરાક્રમ બતાવીએ." આ રીતે નિશ્ચય કરીને એ લૂટારુઓ અર્જુન પર તૂટી પડયા અને તેના જોતજોતામાં તો બધી સ્ત્રીઓ તથા સરસામાન લેઇ નાસી ગયા! મહાભારતના યુદ્ધમાં સઘળાનો સંહાર કરનાર અર્જુન ભીલ લોકોને મારી શકયો નહિ! પોતાના પરાજયથી દુઃખી થયેલો અર્જુન રુદન કરતાં મનમાં બબડવા લાગ્યોઃ "અરેરે! ભગવાને મને છેતર્યો!

तद्धनुस्तानि चास्त्राणि स रथस्ते च वाजिनः।
सर्वमेकपदे नष्टं विना तेन महात्मना ॥
तौ बाहू सा च मे मुष्टिः स्थानं तत् सोऽस्मि चार्जुनः।
पुण्येनैव विना तेन गतं सर्वमसारताम् ॥

તેજ ધનુષ, તેજ અસ્ત્ર, તેજ રથ અને તેજ ઘોડા,–પરંતુ (યુદ્ધમાં સારથિ તરીકે બેસનાર) ભગવાનના વિના એ સર્વે નકામાં નીવડયાં

છે ! મારા હાથ પણ તેજ, મારી મુઠ્ઠી પણ તેજ, સ્થાન પણ તેજ અને અર્જુન પણ તેજ—છતાં ભગવાન વિના એ સઘળું અસાર (નિર્બળ) છે. ”

આ પ્રમાણે બોલતો બોલતો ખિન્ન થયેલો અર્જુન મથુરામાં આવ્યો અને ત્યાં ભગવાનની આજ્ઞા પ્રમાણે વજ્ર નામના બાળકનો રાજ્યાભિષેક કર્યો.

પછી અર્જુન અરણ્યમાં વ્યાસ ભગવાનને મળ્યો. વ્યાસે પૂછ્યું: “ અર્જુન, કેમ આટલો બધો નિસ્તેજ અને ખિન્ન જણાય છે ? ” અર્જુને ચોધાર રુદન કરતાં ભગવાનના નિર્ગમન તથા પોતાના પરિભવની કરુણ કહાણી કહી. તે સાંભળી ભગવાન વ્યાસે અર્જુનને આશ્વાસન આપી કહ્યું: “ અર્જુન, ભૂમિનો ભાર ઉતારવા માટે કાળરૂપી ભગવાન જનાર્દને અવતાર ધારણ કર્યો હતો. તે અવતારકાર્ય સમાપ્ત થયું જાણી ભગવાન નિજ ધામમાં પધાર્યા છે. વત્સ અર્જુન, તેં એકલાએ જ ભીષ્માદિ યોદ્ધાઓને માર્યા હતા. જેમ તેમનો તેમ તારો પણ પરાભવ કાળચક્ર પ્રમાણે થયો છે. એ સઘળી ભગવાનની લીલા છે, મનુષ્ય નિમિત્ત માત્ર છે. માટે પાર્થ, તારે તે બાબતનો શોકસંતાપ કરવો નહિ. જો, એ બાબતમાં એક પ્રાચીન કથા કહું છું તે સાંભળ. પૂર્વે મેરુની બાજુમાં થઇને જતી સ્ત્રીઓએ જળમાં કંઠ સુધી ડૂબેલા અષ્ટાવક્ર ઋષિને જોઇ તેમની સ્તુતિ કરી. તેથી ઋષિએ પ્રસન્ન થઇ વરદાન માગવા કહ્યું. સ્ત્રીઓએ કહ્યું, ‘ભગવાન અમારા પતિ થાય એવું વરદાન આપો.’ ઋષિ તથાસ્તુ કહી પાણીમાંથી બહાર આવ્યા, પણ તેમનું કદ્રૂપું શરીર જોઇને તે રૂપાળી સ્ત્રીઓ હસવા લાગી. તેથી કુપિત થયેલા મુનિએ તેમને શાપ આપી કહ્યું: “ હે સ્ત્રીઓ, તમે વરદાન પ્રમાણે પુરૂષોત્તમને ધણી તરીકે પામશો, પરંતુ તમે મારી મશ્કરી કરો છો તેથી લૂટારાઓ તમને ઉપાડી જશે. ” આ સાંભળી સ્ત્રીઓ પસ્તાવા લાગી અને ઋષિને કાલાવાલા કરવા લાગી, તેથી શાપનો અનુગ્રહ કરતાં ઋષિએ કહ્યું:

"ત્યાર પછી તમે સ્વર્ગમાં આવશો." આ રીતે તે સ્ત્રીઓ વરદાનના બળે ભગવાનને પતિ તરીકે મેળવી શકી, પણ શાપના પ્રભાવથી લૂટારાઓના હાથમાં પડી! વળી, તમારે જલદીથી પૃથ્વીનો ત્યાગ કરવાનો છે એમ સૂચવવા માટે ભગવાને તમારાં બળ, તેજ અને માહાત્મ્યનો ઉપસંહાર કર્યો છે. માટે એક બે દિવસમાં તમારે ભાઇઓ સાથે તપ કરવા અરણ્યમાં જવું.

આ રીતે વ્યાસ ભગવાનનો ઉપદેશ સાંભળી અર્જુન ઘેર આવ્યો, અને પોતાના ભાઇઓને સઘળો વૃત્તાંત અથેતિ કહ્યો. તેથી પરીક્ષિતનો રાજ્યાભિષેક કરી પાંડવો અરણ્યમાં ગયા.

—સંપૂર્ણ—

